UNDER THE LIBERAL PATRONAGE OF HIS HIGHNESS SENA KHAS KHEL
SAMSHER BAHADUR MAHARAJA SIR SAYAJIRAO GAIKWAD

# DAYARAM KAVYA-SUDHA

COMPILED AND EDITED BY

PRANSHANKAR VAIJNATH VYAS

Printed and published by Manilal Itcharam Desai at

**The Gujarati Printing Press,**

No. 8, Sassoon Buildings, Circle, Fort,

BOMBAY

A. D. 1916 V. S. 1973

PRICE Rs. 2-0-0

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર
એમના ઉદાર આશ્રયથી

# દયારામ કાવ્યસુધા


સંગ્રહ કરી સંશોધન કરનાર

**પ્રાણશંકર વૈજનાથ વ્યાસ**



ગુજરાતી પ્રિંટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું
સાસુન બિલ્ડિંગ, એ. સર્કલ, કોટ, મુંબઈ.

ઈ. સ. ૧૯૧૬ વિ. સં. ૧૯૭૩

કી. રૂ. ૨-૦-૦

ॐ श्री

# પ્રસ્તાવના



આ કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થવાનો સંપૂર્ણ યશ ગુજરાતી ભાષાના વર્તમાન ભોજરૂપ વડોદરા નરેશ શ્રીમંત સરકાર **સયાજીરાવ મહારાજ ગાયકવાડ** એમને જ ઘટે છે. એમણે ગ્રંથપ્રસિદ્ધિને માટે ઉદાર મદદ આપવાથી જ હું આ ગ્રંથને પ્રસિદ્ધિમાં મૂકી શકું છું. જો શ્રીમંત સરકાર તરફથી મને આશ્રય મળ્યો ન હોત તો આ ગ્રંથમાં સંગ્રહાયલાં કવિશ્રી **દયારામ**નાં અત્યાર સૂધી પ્રસિદ્ધ થયેલાં નહીં એવાં કાવ્યો, જેમાંનાં ઘણાંખરાં મારે કંઠે જ હતાં અને મારા મરણ પછી જે કોઈની પાસેથી મળવાં અશક્ય હતાં, તે, પ્રસિદ્ધ કરવાનાં સાધનને અભાવે અને દ્રવ્યની અપ્રાપ્તિને લીધે હું પ્રસિદ્ધિમાં લાવી શક્યો નહોત; અને તેમ થવાથી ગુજરાતી ભાષામાં શણગારરૂપ ગણાતાં ઉત્તમ કાવ્યસાહિત્યનો નાશ થયો હોત. તેથી હું તથા આખી ગુજરાતી ભાષા બોલનારી પ્રજા એ બાબતમાં નામદાર મહારાજાશ્રીનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. તેમ જ વડોદરા કેળવણીખાતાના વડા, વિદ્યાધિકારી મહેરબાન **આદરજી મ. મ**સાણી સાહેબ જેમણે ટીપ્પણ કરી મને મદદ આપવાની રકમ મંજુર કરાવી, તથા તે વખતના નાયબ દિવાન મહેરબાન **મનુભાઈ નંદશંકર મ**હેતા સાહેબ જેમણે ઉદારતાથી તેની મંજુરી આપી, તે બંને વિદ્વાન્ અમલદારોનો પણ જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

સંવત્ ૧૯૨૩–૨૪ થી કવિશ્રી **દયારામ**ના શિષ્ય **રણછોડભાઈ**ને મ્હોઢેથી સાંભળીને મેં ઘણાં પદ મ્હોઢે કરી લીધાં હતાં, અને કવિના ભક્તોએ લખી લીધેલાં પુસ્તકોમાંથી કેટલાંક પદ તથા ગ્રંથો મહાશ્રમે મેળવીને મેં લખી લીધાં હતાં તેમ જ મ્હોઢે કર્યાં હતાં જે આજે તો દુર્લભ

છે, તે બધાં મેં આ પુસ્તકમાં સંગ્રહિત કર્યાં છે. સામાન્યતઃ જે સારાં કાવ્યો હોય છે તે જ લોકમુખમાં વાસ કરે છે, તે પ્રમાણે કવિનાં જે જે ઉત્તમ કાવ્યો હતાં તે જ મેં કંઠે કરેલાં અને તેમાંનાં જ ઘણાં ખરાં આ પુસ્તકમાં ગોઠવાયાં છે, એટલે કવિનાં કાવ્યોનું સુધા(નવનીત) જ આ પુસ્તકમાં છે એમ કહું તો અતિશયોક્તિ ગણાય તેમ નથી.

કવિશ્રી **દ**યારામનાં કાવ્યોના અત્યાર સૂધીમાં છ સંગ્રહો બહાર પડ્યા છે. સૌથી પહેલી ચોપડી કવિના શિષ્ય **ર**ણછોડભાઈ પાસેથી કેટલાંક પદો લખી લઈને સુરતના ડોક્ટર **ધી**રજરામે આશરે સને ૧૮૬૦-૬૨ માં છપાવી હતી. ત્યાર પછી કવિ **ન**ર્મદાશંકરે દયારામ કાવ્યસંગ્રહનું એક મોટું પુસ્તક સને ૧૮૬૪માં છપાવ્યું હતું, જેની ચોથી આવૃત્તિ હાલ મુંબઈના "ગુજરાતી" પ્રેસે કાઢેલી છે. શ્રીમંત ગાયકવાડ સરકારની મદદથી પ્રકટ થયેલી "પ્રાચીન કાવ્યમાળા"માં અંક ૨ અને અંક ૧૦ માં બે ગ્રંથો પ્રકટ થયા છે, અને "પ્રાચીન કાવ્ય ત્રિમાસિક"માં બે પુસ્તકો છપાયાં છે. એ શિવાય "પ્રાચીન કાવ્યમાળા"ના ૪થા ગ્રંથમાં તથા "બૃહત્ કાવ્યદોહન"ના કેટલાક ભાગોમાં દયારામનાં છુટક છુટક પદો છપાયલાં છે. એ બધા સંગ્રહમાં "પ્રાચીન કાવ્યમાળા"માં પ્રકટ થયેલાં કેટલાંક પદો તથા "ચાતુરચિત્તવિલાસ" ગ્રંથ, "પ્રાચીન કાવ્ય ત્રિમાસિક"માં પ્રકટ થયેલાં "ઋતુવર્ણન, પ્રબોધબાવની, રાસપંચાધ્યાયી, અને બ્રાહ્મણભક્તવિવાદ નાટક", તથા "બૃહત્ કાવ્યદોહન"માંનાં કેટલાંક પદો, એ બધાં પ્રકટકર્ત્તાઓને મારા તરફથી મળેલાં હતાં, અને તે બાબત, પ્રકાશકોએ પોતપોતાની પ્રસ્તાવનામાં જણાવેલી છે. છેવટે મારી પાસે બાકી રહેલો ભાગ આ પુસ્તકમાં સંગ્રહિત કર્યો છે.

કવિ **ન**ર્મદાશંકરે ઘણો ખર્ચ અને પ્રયાસ કરીને મહા મુસિબતે કવિ **દ**યારામનાં ઘણાં કાવ્યો મેળવ્યાં અને પ્રસિદ્ધ કર્યાં. દયારામભાઈના શિષ્યોએ અને ભક્તોએ સુદ્ધાં તેમને ઘણી વખત કાવ્યો આપવાની ના

પાડી ત્યારે તેમણે લોકને મ્હોઢેથી સાંભળીને લખી લઈ તથા પૈસા આપી ઉતરાવી મંગાવી એક સારો સંગ્રહ બહાર પાડ્યો હતો. તેથી કરીને કવિ **દયારામ**ને પ્રસિદ્ધિમાં લાવવાનું ખરેખરું માન તો કવિ **નર્મદાશંકર**ને જ ઘટે છે. કવિ **નર્મદાશંકર**ના સંગ્રહમાં કેટલીક અશુદ્ધિ રહેલી હશે, છતાં એ ભૂલોવાળું જેવું મળ્યું તેવું તેમણે પ્રથમ પ્રકટ કર્યું તો આજે તેને સુધારવાનો તેના જ્ઞાતાઓને અવકાશ મળ્યો છે, નહિ તો જો મૂળમાં જ કંઈ નહોત તો શુદ્ધ અને અશુદ્ધની વાત ક્યાં રહેત?

આ સંગ્રહમાં આવેલાં કાવ્યોના અર્થના સ્પષ્ટીકરણને માટે કાવ્યોની નીચે નાની સરખી ટીકા આપી છે, જે કવિનું હાર્દ સમજવાને ઉપયોગી થઈ પડશે એમ હું ધારું છું. ટીકા લખવામાં તથા પાઠશુદ્ધિ કરવામાં મારા સ્નેહી કાવ્યપ્રેમી રા. **જગજીવન દયાળજી મોદી** એમણે બહુ જ કિમતી મદદ કરી છે. જો એમની મદદ ન હોત તો આ ગ્રંથ જે રૂપે હાલ પ્રકટ થયો છે તે રૂપે હું પ્રકટ કરી શકત નહિ. પંજાબી વગેરે અજ્ઞાત ભાષાનાં કાવ્યોની તથા અતિકૂટ કાવ્યોની વિસ્તૃત ટીકા આપવાનું સાહસ જાણીજોઇને કર્યું નથી. જ્ઞાતા પુરુષો પોતે જ તે સમજી લેશે. કેટલેક ઠેકાણે તો ફક્ત શબ્દાર્થ જ આપ્યો છે, પરંતુ જ્યાં જરુર જણાઈ ત્યાં ભાવાર્થ અને કથાપ્રસંગ પણ આપેલો છે.

છેવટે વારંવાર ઉપયોગી સલાહ અને જોઇતી મદદ આપવામાટે મારા પરમ સ્નેહીઓ સાક્ષરવર્ય શ્રી **હીરાલાલ વ્રજભૂખણદાસ** શ્રોફ, **ગોકલદાસ મથુરાદાસ** શાહ અને **છગનલાલ ઠાકોરદાસ** મોદીનો અંતઃ-કરણથી ઉપકાર માનું છું. તેમ જ મુંબઇના "ગુજરાતી" પ્રેસના માલીકે આ પુસ્તક છાપી બહાર પાડવાની જે સરળતા કરી આપી તેને માટે તેમનો પણ ઉપકાર માનવાની જરુર જોઉં છું.

દેવદિવાળી ૧૯૭૩
વડોદરા

**વ્યાસ પ્રાણશંકર વૈજનાથ**

# કવિશ્રી દયારામ

क्षणे क्षणे यन्नवतामुपैति । तदेवरूपं रमणीयतायाः ॥

જેમાં ક્ષણે ક્ષણે-જેટલી વખત જોઇએ તેટલી વખત કંઈ કંઈ નવીનતા માલમ પડે તે રમણીય કહેવાય છે. रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् એમ પંડિતવર્ય જગન્નાથ કહે છે તે પ્રમાણે રમણીયાર્થ પ્રતિપાદન કરનારાં કવિશ્રી દયારામભાઇનાં કાવ્યો ખરેખર એવાં રમણીય જ છે. દયારામનું ગમે તે કાવ્ય લઇએ અને તે જેટલીવાર વાંચીએ તેટલીવાર કંઇકંઈ મનને આનંદ થયા વગર રહેતો નથી. રસિક હૃદયને એમાંથી રસાસ્વાદ મળ્યા જ કરે છે. શુષ્કતા કે જુગુપ્સા તો એમાં જણાતાં જ નથી. શબ્દમાધુર્ય અને પદલાલિત્ય તો કવિ દયારામનું જ એમ કહ્યા વગર ચાલે એમ નથી. જે માણસે શ્રદ્ધાપૂર્વક એક વખત કવિ દયારામના રસસ્રોતમાં અવગાહન કર્યું હશે, તેને પછી બીજી કાવ્યસરિતાનું સેવન કરવાની જરૂર પડે એમ નથી. ગુજરાતમાં રસની રેલછેલ ઉડાવનાર અને ડભોઈ ચાંદોદ તથા વડોદરાની રમણીઓને ગરબામાં ગુલતાન કરી રસઘેલી કરનાર તે કવિ દયારામ જ. કવિ દયારામની કવિતામાં એક પણ શુષ્ક શબ્દ, એક પણ કર્ણકટુ શબ્દ, એક પણ નિરભિપ્રાય શબ્દ, એક પણ નિરર્થક શબ્દ, કે એક પણ ફક્ત પાદપૂરણને માટે જ મૂકેલો શબ્દ માલમ પડશે નહિ. દયારામની વાણી નવરસવાહિની છે. પ્રથમ એમ જ કહેવામાં અને માનવામાં આવતું હતું કે દયારામે ફક્ત શૃંગાર જ લખ્યો છે અને તેથી દયારામ શૃંગારી એટલે અનીતિમાન કવિ છે. પરંતુ વખતના વહેવા સાથે દયારામનાં એક પછી એક નવાં નવાં કાવ્યો બહાર પડતાં ગયાં, અને ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, દીનતા, આર્જવ, વગેરેનાં કાવ્યો લોકોની દૃષ્ટિએ આવતાં ગયાં, તેમ તેમ લોકોની એ ભાવના બદલાતી ગઈ અને બિચારા દયારામને છટેલ કવિ ગણી કાઢેલો તે માન્યતા સુધરતી ગઈ.

ખરેખરું તો દયારામ ઠરેલ પ્રૌઢ અને વિદ્વાન કવિ છે, એની ભાષા સંસ્કારી છે, પ્રયોગો વિદ્વતાભરેલા છે, અને વિચારો ઉન્નત છે. દયારામ જે વિષય લે છે તેને સર્વાંગે પૂરેપૂરો ઇન્સાફ આપે છે. એની વર્ણનશૈલી તાદશ ચિત્ર ખડું કરનારી છે, પ્રતિપાદન શક્તિ અલૌકિક છે, અને વિવિધ દૃષ્ટાંતોથી સિદ્ધાંતને સ્થાપિત કરવાની શક્તિ અદ્ભુત છે. એકને એક વાતને લંબાવવા છતાં તેમાં પિષ્ટપેષણ, પુનરુક્તિ, કે શુષ્કતા જણાતાં નથી. એની કોઈ પણ કવિતા તાણી તુશીને બેસાડેલી, શબ્દો શોધી શોધીને ગોઠવેલી, કે શબ્દ ભંડોળની અને વિચારની ખામીને લીધે એકને એક શબ્દ કે એકને એક ચરણ વારે વારે આવે એવી નથી. દયારામની કવિતામાં વિચારો ઉભરાઈ જાય છે અને શબ્દો તેની વાણીમાં પ્રવેશ પામવાને અહમહમિકા કરી મૂકે છે. દયારામ તેમાંથી ઉત્તમમાં ઉત્તમ નંગો વીણી વીણીને ઉંચકી લે છે. એને શબ્દોની પસંદગી કરવી પડતી નથી પણ સુંદર શબ્દો સુંદર સ્થાને આપોઆપ ગોઠવાઈ જાય છે. આજ કાલ જ્યારે ઘણા પંડિતમન્યો કાવ્યશાસ્ત્રના જ્ઞાનની ગંધ વિના મહાકવિઓ થઈ પડી અમર થવાનો દાવો કરે છે, ત્યારે કવિ દયારામનું સાહિત્ય શાસ્ત્રનું જ્ઞાન આપણને વિમોહિત કરે છે. કવિ દયારામ રખડેલ કવિ નહિ હતો, પણ સાહિત્ય શાસ્ત્રના ગ્રંથોનો અભ્યાસ એણે ઉત્તમ પ્રતિનો કરેલો હતો. રસભેદ, ભાવભેદ, નાયિકા ભેદ, એની કવિતામાં સ્વાભાવિક અને શાસ્ત્રીય માલમ પડે છે. એની ગરબીઓ મનુષ્ય હૃદયનો આબેહુબ ચિતાર આપે છે અને તેથી જ વાંચનાર, ગાનાર, અને સાંભળનારના હ્રુદયનું મંથન કરી શકે છે.

સાહિત્ય જ્ઞાન ઉપરાંત કવિ દયારામનું લૌકિક—વ્યાવહારિક જ્ઞાન ઘણી ઉંચી જાતનું હતું. એમની ચાતુરીની અને શિક્ષાની ગરબીઓમાં સંસારનાં મનુષ્યોને ઉત્તમ પ્રતિનો બોધ મળે છે. એકંદરે એમનાં કાવ્યો હૃદયને સ્પર્શ કરનારાં અને અવિનાશી પદપંક્તિઓથી ભરેલાં છે.

શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તના કવિ દૃઢ નિશ્ચયી હતા. પુષ્ટિ માર્ગનું રહસ્ય જેટલું એ જાણતા એટલું મહારાજોમાંથી પણ થોડા જ જાણતા હશે. ભગવન્નામનું માહાત્મ્ય એમને અપૂર્વ સમજાયલું હતું. એમનું ધાર્મિક જ્ઞાન તત્

તત્ વિષયક કાવ્યોમાં ઝળકી ઉઠે છે. એ કાવ્યો ભક્ત હ્રદયોને તલ્લીન કરી નાખ્યા વગર રહેતાં નથી.

કવિનાં કાવ્યો જેમ જેમ પ્રગટ થતાં જાય છે તેમ તેમ કવિની કિંમત અંકાતી જાય છે, અને કવિના અપૂર્વ જ્ઞાન તથા શક્તિની લોકોમાં ખબર પડતી જાય છે. એવાં કેટલાંક અપ્રસિદ્ધ કાવ્યો આ પુસ્તકમાં બહાર પાડીને વ્યાસ પ્રાણશંકરે કવિની પ્રસિદ્ધિ વધારી છે અને ગુજરાતી ભાષા બોલનારી પ્રજા ઉપર ઉપકાર કર્યો છે.

## ગ્રંથ વિવેચન

પ્રસ્તુત ગ્રન્થમાં કેટલાક નાના મોટા ગ્રન્થો ઉપરાંત ઘણાં છૂટક હિંદી ગુજરાતી વગેરે પદો છે જેની સામાન્ય વિવેચના નીચે પ્રમાણે છે:-

**અજામેલ આખ્યાન**–આ કાવ્યનું વસ્તુ શ્રીમદ્‌ભાગવતના છઠ્ઠા સ્કંધના પહેલા ત્રણ અધ્યાયમાં છે. મૂળ વાત એવી છે કે અજામેલ નામે એક વિદ્વાન્ અને ધર્મશીલ બ્રાહ્મણ હતો. તે જંગલમાં સમીધ લેવા ગયો. ત્યાં નીચ જાતિનાં બે સ્ત્રી પુરુષને કામાસક્ત દીઠાં. તેમને જોઇને અજા-મેલનું મન વિહ્વલ થયું અને પરિણામે તે સ્ત્રી સાથે તે ભ્રષ્ટ થયો. પછી તેની સાથે સંસાર માંડ્યો ને એમ પાપની પરંપરા વધતી ગઈ એટલે ઈશ્વરનું નામ પણ ભૂલી ગયો. એ નીચ સ્ત્રીથી તેને ઘણી સંતતિ થઈ ને તેમાં તે લુબ્ધ થઈ ગયો. એક વખત કોઈ સંત પુરુષ તેને ઘેર આવી ચઢ્યા ને એક રાત્રિ ત્યાં મુકામ કર્યો. તેની સ્થિતિ જોઇને સાધુને દયા આવી ને તેને હવે જે પુત્ર થાય તેનું નામ "નારાયણ" પાડવાનો ઉપદેશ આપી સંત ત્યાંથી ચાલી ગયા. સંતના ઉપદેશ પ્રમાણે અજામેલે પછીથી થયેલા પુત્રનું નામ નારાયણ પાડ્યું. તે મહાપાપી હોવાથી મરણ કાળે તેના જીવને લેવા ભયંકર યમદૂતો આવ્યા. તેમને જોઇને ભયથી તે પુત્રને બોલાવવાને મિષે "નારાયણ" "નારાયણ" પુકારી ઉઠ્યો. એ સાંભળી વિષ્ણુના પાર્ષદો ત્યાં દોડી આવ્યા ને તેઓએ યમકિંકરોને કાઢી મૂક્યા. ત્યાર પછી તે સાજો થયો અને ભક્તિપરાયણ જીવન ગુજારવા લાગ્યો. પછીથી જ્યારે તે મરણ પામ્યો ત્યારે વિષ્ણુપાર્ષદો આવીને તેને વૈકુંઠમાં લઈ ગયા. અર્થાત્

ફક્ત "નારાયણ" નામના ઉચ્ચાર માત્રથી અજામેલનો મોક્ષ થયો. એ પ્રમાણે ભગન્નામોત્કર્ષ બતાવવાનો આ કાવ્યનો મુખ્ય ઉદ્દેશ છે ને તે બહુ સારી રીતે પાર પડ્યો છે. પુરાણાન્તરોમાંથી કેટલોક કથાભાગ ઉમેરીને કવિએ કથાને બહુ સારી રીતે ઘટાવી છે. નામ મહિમા બતાવવાને માટે કવિ પ્રથમથી જ સાધનોની નિરર્થકતા બતાવે છે. પરીક્ષિત પાસે પ્રથમ કવિ શુકદેવને પ્રશ્ન પૂછાવે છે કેઃ—

> કહો કોણ ઉપાય થકી પ્રભુ દોષ સર્વે જાય;
> કદાપિ કો કાળ પણ યમયાતના નવ થાય.

એનો ઉત્તર શુકમુનિ જપ, તપ, યજ્ઞયાગાદિ અનેક સાધનોમાં આપે છે પણ તેનાથી પરીક્ષિતને સંતોષ થતો નથી. તે વળી પૂછે છે કે,

> ક્યાં પ્રાયશ્ચિત્ત કર્યાં થકી, થાય કિલ્મિષ ફોક;
> કંઈ બુદ્ધિને વશ થઈ કલિમલ કરે છે લોક.

પ્રાયશ્ચિત્તને તે વૃથા માને છે અને તેથી કહે છે કે,

> વળી પાતક વળી પ્રાયશ્ચિત્ત તે તણો ક્યાં પાર;
> કુંજર કેરા સ્નાન સરખો દર્યો એહ પ્રકાર.

પાપ કરવું ને તેનું પ્રાયશ્ચિત્ત કરવું; ને ફરી પાછું પાપ કરવું ને તેનું પ્રાયશ્ચિત્ત કરવું; એ તો હાથીના સ્નાન જેવું—હાથી નાહીને તુરત પાછો માથામાં ધૂળ નાખે તેના જેવું થયું. એટલે મોક્ષસાધનને માટે એ ઉપાય સંતોષકારક નથી; કોઈ એવો ઉપાય જોઇએ કે જેથી ફરી બીજું કંઈ કરવાનું રહે જ નહિ. એ ઉપાય તે નામસંકીર્તનરૂપ ભક્તિ છે એમ આ કાવ્યમાં કવિ સિદ્ધ કરે છે. કવિ દૃષ્ટાંત કેવાં સચોટ આપે છે તે આથી જોઈ શકાય છે. બીજું પણ એવું જ દૃષ્ટાંત આપે છે.

> મૂળ મહીમાં રહે ને જેમ છેદન કરીએ વૃક્ષ;
> તેમાંથી પુનઃ પ્રગટ થાયે જુઓ વિટપ પ્રત્યક્ષ.
> વાસના જડ જ્યાં લગી તહાં લગી શાખા કર્મ;
> લિંગ દેહને દહે એવો એમાં નથી કોઇ ધર્મ.

હવે કવિ સાધનોની અસારતા બતાવે છે:-

અતિ કઠિન અષ્ટાંગ તે પણ કરે ધારણ કોણ;
પવનરોધે પ્રયત્ને તો થાય પલાયણ પ્રાણ.
મખ વિષે માને ન મન જેમાં પશુની ઘાત;
દ્રવ્ય પાખે ના બને અનુકૂળ નહિ એ વાત.
દેશ કાળ ને મંત્રાદિક અનુકૂળ સર્વ પ્રકાર;
ઉણો હોય કોઈ ઉપસ્કર તો નિષ્ફળ થાય નિર્ધાર.
તપતીરથમાં ધન જોઇએ તન બળ વિના ન હોય;
ને થાય કદાચિત ભ્રષ્ટ તો તો કમાયું ધન ખોય.
દાન કરતાં તો દામ જોઇએ જોઇએ પાત્ર સુપાત્ર;
જાય દાન કુપાત્ર કરમાં વૃથા થાય કૃતિ માત્ર.
ધરમ નેમ વિષે રહ્યો ભય રહેવું જેમ અસિધાર;
ધ્યાન પણ દઢ ચિત્ત વિના નવ બને એ નિર્ધાર.
દેહ અધ્યાસ ટળે બળે જ્ઞાને ન ગોઠે ચિત્ત;
પોતે પરમેશ્વરપણું ગ્રહીને ભજે નહિ ભગવંત.
વ્રતાદિકે દેહ દમન કરતાં ઘટે વપુ ને વીર્ય;
શાંત પામે શ્રદ્ધા તેથી જાય શૂચિતા ધૈર્ય.
વેદ ગાયત્રી કર્મનો વિપ્રને છે અધિકાર;
શૂદ્રાદિકને ઘટિત નહિ તેહનો તે કયમ ઉદ્ધાર.
દીન દુર્બળ અદઢ કામી ક્ષુધાળુ હોય અત્ય;
આળસુ અશૂચિ અધમ જડ કૃપણની શી ગત્ય.

પછી

કર્મ થકી બંધાયો જીવ તે કર્મે કયમ મુકાય;
પંકે લેપ્યું અંગ તે કયમ પંક થકી ધોવાય.

એમ કહી, પૂછે છે કે,

એવું પ્રાયશ્ચિત્ત બતાવો સહુ દોષ સમૂળા જાય;
નાશ પામે વાસના ફરી પાપમતિ નવ થાય.

એના ઉત્તરમાં શુકદેવજી ભક્તિ બતાવે છે અને નવધા ભક્તિમાં નામ સંકીર્તન એ ઉત્તમ પ્રકાર છે. તેને માટે કહે છે કે,

એક વાર શ્રીકૃષ્ણ નામ કોઈ પ્રાણી વદન આલાપે;
તો તેને સ્વપ્ને પણ યમચર કદા ન દર્શન આપે.
જદ્વા તદ્વા નામ નારાયણ જે કોઇ કરે ઉચ્ચાર;
તો પણ સહેજે સદ્ય શ્રેય પામે ભય વામે નિર્ધાર.

એ પ્રમાણે નામનો મહિમા બતાવી અનેક રીતે પછીથી નામની અધિકતા વર્ણવે છે, જેનાં થોડાંક વચનો નીચે પ્રમાણે આપવામાં આવે છેઃ–

જાણ અજાણપણે જ્યમ અડતામાં અગ્નિ બાળે;
તેમ અનંત અભિધાન વહ્નિ સદ્ય કુકર્મ કાષ્ટ પ્રજાળે.
અમૃત આહાર થયો અજ્ઞાને તો પણ અમર થઈ જાય;
એમ જાતિ ગુણ કૃષ્ણ નામનો સહેજે પણ સુખદાય.
એક અક્ષર શ્રીકૃષ્ણ તણો જેટલાં મહાપાતિક ધોય;
જન્મથી મર્ણ લગી પ્રાણીથી તેટલું પાપ ના હોય.

* * *

સરળ ઘણું ને શ્રમ નહિ જેમાં નહિ સાહિત્યનું કામ;
સામ્રથ બહુ સહુ સાધન કરતાં એવું નારાયણ નામ.

* * *

બે અક્ષરનું કૃષ્ણ નામ પણ સહુ સાધનનું ભૂપ;
સર્વ દ્રવ્ય જેમ રત્ન અંશ ઝાઝાં લઘુ રત્નનું રૂપ.

* * *

એવું નામ શ્રીકૃષ્ણનું તેને જે નવ ગાય;
તે જન અધમ ને અભાગિયા ચંડાળ તે કહેવાય.

થોડોક કથા ભાગ આપી પછી એ પ્રમાણે ૯ કડવાંનો આખો ગ્રન્થ કવિ વિવિધ રીતે નામમાહાત્મ્યથી જ પૂર્ણ કરે છે.

**શ્રીકૃષ્ણનામમાહાત્મ્ય મંજરી**–બીજો ગ્રન્થ શ્રીકૃષ્ણનામમાહાત્મ્ય

મંજરી છે. શ્રીકૃષ્ણ નામનો મહિમા કેટલો અલૌકિક છે તે એમાં અનેક યુક્તિ પ્રયુક્તિ અને દષ્ટાંતોથી બતાવ્યું છે.

કૃષ્ણ નામમાં યોગયજ્ઞ વૈરાગ્ય જ્ઞાન છે;
જપ તપ તીરથ ધરમ વ્રત ધ્યાન દાન છે.

એમ કેવળ કૃષ્ણનું નામ લેવાથી બધી ક્રિયાઓ થઈ જાય છે એમ કવિ કહે છે. ભગવાનનાં અનેક નામ છે પણ તેમાં કૃષ્ણ નામ જ ઉત્તમ અને અધિક ફળ આપનાર છે એવી કવિની શ્રદ્ધા છે. ભાવે કભાવે, શ્રદ્ધાથી કે અશ્રદ્ધાથી, રમતમાં, મશ્કરીમાં કે નિષ્પ્રયોજન પણ કૃષ્ણ નામ લેવાઈ જાય તો પણ તે ઉત્તમ ફળ આપે છે. તેને માટે કહે છે કે,

કેવળ કૃષ્ણ નામથી સકલ ચિંતા ચુરણ;
કેવળ કૃષ્ણ નામથી સકલ કામના પૂરણ.
કોઈ વિધ પણ કૃષ્ણ કહે દુઃખ પડે ન સહેવું;
રટે પ્રેમ વિશ્વાસ સહિત ત્યાં શું પછી કહેવું.

* * *

કામધેનુ સુરદ્રુમ ચિંતામણિ કોટિક વારુ;
કૃષ્ણ નામ સમ કો ન કહે લાજે મન મારું.
તે માગ્યું આપે પણ હિત અહિત ન વિચારે;
કૃષ્ણ નામ વણ માગ્યું દે શુભ અશુભ નિવારે.

* * *

ઔષધ અમૃત વા વિષ વણ સમજે કો ખાયે;
તદપિ તેના ગુણ આપે, વૃથા ન જાયે.
અગ્નિ સ્પર્શ જ થાય અજ્ઞાને તે તદપિ બાળે;
તો પછી કૃષ્ણ નામ કુકર્મ કયમ ન પ્રજાળે.
અતિ અનાદર થાય પાપ તો પણ ફળ આપે;
તો વણ શ્રદ્ધા પણ નામે સુખ કેમ નહિ વ્યાપે.

નામ કરતાં પણ નામીનું મહત્વ વધારે છે, કેમકે નામવડે નામી મળે છે.

એ રીતેજ વિચારી નામ નામીને જો જો;
નામ વિના નહિ મળે નામી નામે ચિત્ત પ્રોજો.

વ્યવહારમાં પણ એમજ છે. શેઠ જાતે જાય અને વેપારી દીઠે ઓળખતો ન હોય તો એક પાઇનો પણ માલ ન આપે; પરંતુ તેના નામની ચિઠ્ઠી જાય તો હજારો રૂપિયાનો માલ મળે એટલો નામ અને નામીમાં ફેર છે. વળી કળિયુગમાં તો નામસંકીર્તનનું જ ફળ વધારે ગણેલું છે.

કૃત્યે ધ્યાન ત્રેતા મખ દ્વાપર પૂજન ભાખ્યું;
કળી કેવળ કીર્તન કૃષ્ણનામ સહુ ફળ દાખ્યું.

અને એ નામ તે કૃષ્ણનું જ બીજાનું નહિ. ભગવાનનાં અનેક નામ છે પણ તેમાં કૃષ્ણ નામજ મુખ્ય અને વધારે શ્રેયસ્કર છે. કવિ કહે છે કે,

સ્કંદ પુરાણે શ્રીનારાયણે શ્રીમુખ ભાખ્યું;
બ્રહ્મા પ્રત્યે નામ શિરોમણિ નિજ કહી દાખ્યું.
અવર કોટિ મુજ નામ સુણી હું પ્રસન્ન થાઉં;
પણ તેવો નહિ જેવો કૃષ્ણ નામે લહે લાઉં.
દ્વિતીયાથી નિત્ય કાળ નામચંદ્ર તો કહાવે;
પણ ન્યૂનાધિક કળા પુરણ શશીસમકો નાવે.
પુન્યમ શશી તે શ્રીકૃષ્ણ અવર લ્યો અવર વિચારી;
શરદઋતુ શશી સહિત અતિ આનંદકારી.
તેમ શ્રેષ્ઠ શ્રી કૃષ્ણનામ સર્વે પરમાણો;
જેથી અહરનિશ પરમાનંદ વિના શ્રમ માણો.

આમ અનેક રીતે નામનું માહાત્મ્ય વર્ણવે છે. એક દૃષ્ટાંત યુક્તિપૂર્વક કવિ બહુ સારું આપે છે. અને એ રીતે નામી કરતાં નામની શ્રેષ્ઠતા સાબીત કરે છે. કહે છે કે નામ માતા બરોબર છે અને નામી પિતા બરોબર છે; અને એ બેના સ્નેહમાં જેટલો અંતર છે તેટલો નામ અને નામી વચ્ચે છે:–

નામ માત પિતુ નામી હિત સુત ઉભયા અંતર;
તદપિ માતાના પ્રેમ થકી પિતુ એટલો અંતર.

પિતા પુત્ર હોય પુત્ર ત્હાં લગી લે ઉત્સંગે;
સમાન થયો કે ત્યાગ કરે નવ રાખે સંગે.
ત્યમ અંબા નવ કરે અરભક અતિ અંતર વહાલો;
ધણી એકવાર પખાલી કરે શૂચિ લહે નિજ કાલો.
એમ અનેક વરાં ધોય પણ નવ કાંપે;
ફરી ભોગવે પુણ્ય તહાં જઈ જનકને સાંપે.

અર્થાત્ બાપ પુત્રનો ત્યાગ કરે પણ મા કરે નહિ. તેના મલ મૂત્ર ધોઇને સાફ કરીને પાછો પિતાને સોંપે. એ પ્રમાણે નામ નામીને મેળવી આપે છે, માટે છેવટ કવિ કહે છે કે,

માટે લક્ષ વાતની વાત કહું સમ ખાઈ;
રટો કૃષ્ણ આ અવસર નથી મળવો ભાઈ.

**શ્રી કૃષ્ણનામ ચિંતામણિ**—ભગવન્નામનું માહાત્મ્ય અપાર છે, ત્યારે ભગવાનનાં નામ કેટલાં છે તે કહેવું જોઇએ. તેથી આમાં કવિ વિષ્ણુ-સહસ્ર નામની પેઠે ભગવાનનાં અનેક નામો ગણાવે છે, અને "શ્રીકૃષ્ણનામ સુખકારી, ચિંતામણિ, અઘ દુઃખહારી" એમ કવિ ભાર દઇને કહે છે.

**ચિંતાચૂર્ણિકાઃ**—આ કાવ્ય તેના નામ પ્રમાણે ખરેખર ચિંતાને ચૂર્ણ કરનાર છે. જો કોઈ અથથી ઇતિ સૂધી સમજીને એને વાંચે તો તેના મનનું એટલું બધું સમાધાન થઈ જાય કે, પછી તેને ચિંતા કરવાનું કારણ જ રહે નહિ. કવિની કથનશૈલી એટલી બધી સુંદર અને અસરકારક છે કે, તે વાંચીને માણસનું મન નિઃશંક જ થઈ જાય. વલ્લભીય દીક્ષા પ્રાપ્ત કરી શરણમંત્ર લઈ જેણે પોતાનું સર્વસ્વ શ્રી પ્રભુને સમર્પણ કર્યું છે, તેને ચિંતા શા માટે જોઇએ? તેની સઘળી ચિંતા તો શ્રી પ્રભુને અને ગુરુને છે, તે જ તેનું સર્વ કાર્ય સિદ્ધ કરે છે, તો પછી તેણે પોતે કોઈ પણ કામની ચિંતા શા માટે કરવી જોઇએ?

આ બોધક કાવ્યનું મૂળ—

चिंता कापि न कार्या निवेदितात्मभिः कदाचित् ॥

એ શ્રી મહાપ્રભુ શ્રીમદ્ વલ્લભાચાર્યના વચનમાં રહેલું છે અને તેથી કવિ કહે છે કે;

"વચન એ વલ્લભતણું ચિંતા કેઈ પેરે વ્યાપી?"

જીવને ચિંતા છે જ નહિ, તો પછી ચિંતા આવી ક્યાંથી? જીવને માટે બધી ચિંતા શ્રી પ્રભુ જ કરે છે, કર્ત્તા હર્તા શ્રી હરિ જ છે, જીવ તો નકામો અહંપણામાં તણાઈ જાય છે. જીવનું ધાર્યું કંઈ જ થતું નથી. બધું હરિનું જ ધાર્યું થાય છે, એ વાત કવિએ અનેક ઠેકાણે ભાર દઈ દઈને કહી છે. શ્રી વલ્લભનું શરણ અને તદ્દ્વારા બ્રહ્મ–શ્રીકૃષ્ણનો સંબંધ થયા પછી ચિંતા કરવાની રહેતી જ નથી. શરૂઆતમાં જ કવિ કહે છે કે,

ચિંતા ન કર કોઇ વાતની જોની સંબંધ વિચારી;
શ્રી વલ્લભ કુળ સોંપ્યો છે કરગ્રહી ગિરિધારી. ચિંતા ન કર.
શ્રી વલ્લભનું શરણ છે એ બળ સમજ મા નાનું;
કર ગ્રહેશે કૃતિ નહિ જુએ શ્રીજી જોશે રે બાનું. ચિંતા ન કર.

બાનાનું બળ કવિ બહુ જબરું જણાવે છે અને તેમાં ગાયના બે પુત્ર બળદ અને આખલાનું બહુ રમુજી દષ્ટાંત આપે છે. આખલાને ત્રિશૂળ કાઢીને છોડી મૂકે છે, એટલે તેને ત્રિશૂળરૂપી મહાદેવનું બાનું મળ્યું તેથી તે ગાંડો–તોફાની છતાં લોકમાં પૂજાય છે, અને બળદ એવા કોઈ બાના વગર ભાર ખેંચી ખેંચીને દુઃખી થાય છે. સાધનમાં જીવનું બળ છે અને બાનામાં હરિનું બળ છે. હરિ અને જીવની શક્તિમાં જેટલો ફેર છે, તેટલો સાધનમાં ને બાનામાં ફેર છે. કવિ કહે છે કે, પુષ્ટિમાર્ગમાં પ્રવેશ કર્યો તો પછી સાધનની જરૂર નથી.

તેજ પુષ્ટિ જે નસાધની મારગ ભર રુચિ જેને;
સાધનવશ નથી પુષ્ટ ફળ મળે છે આપે તેને. ચિંતા ન કર.

અર્થાત્ પુષ્ટિ એ અનુગ્રહનું નામ છે ને ભગવાનના અનુગ્રહથી જ જે ફળ મળવાનું તે મળે છે, સાધનથી નહિ. જો સાધનથી–કૃતિથી પ્રભુ તારે તો પછી પુષ્ટિમાર્ગ શેનો? પ્રભુ એમ પોતાના માર્ગને લજાવશે નહિ. પુષ્ટિમાર્ગપર અને શ્રીમહાપ્રભુજી પર કવિને અચલ શ્રદ્ધા છે.

ગણ્યા ગાંઠ્યા રીતે ચાલશે ધરશે ચિત્ત શ્રીજી ચરણે;
બીજા રહ્યા તે સૌ બૂડશે લીધા શ્રી વલ્લભ શરણે. ચિંતા ન કર.
કેટલા જીવ કૃતિ કેટલી પરાધીન મતિ થોડી;
તે શું મહા પ્રભુ નથી જાણતા શરણે લઈ દેશે છોડી. ચિંતા ન કર.
ન ઘટે તેને ગતિ કરે નિજબળ તો પુષ્ટિ કહાવે;
દુષ્ટ શરણાગતિ નહિ તરે કહી શું મારગ લજાવે. ચિંતા ન કર.

એમ શ્રદ્ધા ઉપજાવી પછી ચિંતા ન કરવાનો અસરકારક ઉપદેશ:—

આદિથી તે અંત લગી પ્રભુ ધારી મૂકયું છે તારું;
તે જ રીતે સહેજે પણ થશે નિશ્ચે નરતું કે સારું. ચિંતા ન કર.
ભાવિ મટે જો વિવેકથી તો પંડિત સહુ હોય સુખિયા;
ડાહ્યા ઘેલાનું પ્રમાણ કયાં બંને સુખી બંને દુખિયા. ચિંતા ન કર.
જ્યમ રાખે ત્યમ રહી ગા હરિ હું કર્તાપણું હરીને;
પુષ્ટિ પથક પ્રભુ ભૂંડું નહિ કરે કદાપિ નિજનો કરીને. ચિંતા ન કર.
ચિંતા કરીશ તદપિ તું થકી ઓછું વત્તું શું થાશે;
સુખ દુઃખ શ્રીકૃષ્ણ હાથમાં કલ્પે ભજન ભૂલાશે. ચિંતા ન કર.
કૃતિ જે શુભાશુભ મતિવડે તે તો આપી છે શ્રી હરિને;
પય પોતાનું કહેવાય કેમ ધેનુ અર્પણ કરીને. ચિંતા ન કર.
દોષ સાધન નિજનાં માનિયાં નિવેદન સાચું શાનું;
સાચું માન્યું તો સાક્ષી થા તારું ન કશું તેમાંનું. ચિંતા ન કર.
સાધન બળ છે મનમાં તો અન્યાશ્રય દરિયો;
નિઃસાધનપણું ભાગીયું કોઈ સાધનથી ના તરિયો. ચિંતા ન કર.

એમ અનેક યુક્તિઓથી ચિંતા ન કરવાનું કવિ સમજાવે છે. આ આખો ગ્રંથ વાંચ્યા પછી શ્રદ્ધાળુ મનુષ્યની ચિંતા ચૂર્ણ થયા વગર રહે જ નહિ.

**શ્રી દશમસ્કંધ લીલાનુક્રમણિકા:**–એમાં શ્રીમદ્‌ભાગવતની બારે સ્કંધની કથાનું અતિ સંક્ષેપમાં અનુક્રમે વર્ણન કરેલું છે. ભાગવતમાં કઈ વસ્તુ છે, તે આટલો ગ્રન્થ વાંચવાથી સહજમાં જાણી શકાય એમ છે.

**કાળજ્ઞાન સારાંશ**–માણસને મરણ ક્યારે આવશે, તે જાણવાનું જ્ઞાન સ્વરોદયાદિ શાસ્ત્રના આધારે કવિ આમાં સમજાવે છે. ત્રણ વર્ષ પહેલાંથી તે એક દિવસ પહેલાં મરણ ક્યારે આવશે, તે જાણવાના જૂદા જૂદા ઉપાયો કવિ બતાવે છે. એ ખરું છે કે કેમ, તે ચોક્કસ કહી શકાય નહિ; કદાચ કોઈ સચ્ચરિતશીલ–યુક્તાહાર વિહાર સેવીના સંબંધમાં ખરું પડતું હશે. પરંતુ એ જણાવવાનો કવિનો ઉદ્દેશ બહુ ઉત્તમ છે. કવિ કહે છે કે,

દુર્લભ મનુષ્યા દેહ છે આવે કોઈ એક વાર;
તે પામ્યાનો લાભ એ ભજવા નંદકુમાર.
જન્મ્યું તેને મરણ તો જ્યારે ત્યારે થાય;
પણ તેને ધન્ય જેહનો હરિ ભજતાં દિન જાય.
તેમ સંસારી જીવથી સદા ભજન ક્યાં થાય;
પણ અંતે સઘળું તજી ભજવા શ્રી વ્રજરાય.
અંત સમય કેમ સમજીએ કેટલું અળગું મૃત્ય;
તે સંશય છેદન કરું કહું સમજાવી ગત્ય.
કાંઈ સવેળા થાય જેમ આગળ કાળનું જ્ઞાન;
ત્રિવરસથી દિન એક લગી એવું કહું વિધાન.

મરણસમયનું જ્ઞાન થાય તો સહુ ઉપાધિ છોડીને હરિભજન થઈ શકે અને અંત સમય હરિભજન થાય તો સહજે ભવસાગર તરી શકાય, એ કવિનો કહેવાનો આશય છે.

આયુષ્ય એળે સહુ ગયું ભજ્યા ન ક્ષણ ભગવંત;
તેનું પણ કલ્યાણ છે જો સમરે હરિ અંત.

* * *

જો દિન હોયે પહોંચતા વ્રજ વૃંદાવન જાય;
નહિ તો ધંધો સહુ તજી જ્યાં ત્યાં ગોવિંદ ગાય.

આ ગુજરાતી ગ્રન્થો ઉપરાંત આ પુસ્તકમાં હિંદુસ્તાની **શ્રી કૃષ્ણ અકલ ચરિત્ર ચંદ્રિકા** અને **રસિક રંજન** એ બે મોટા ગ્રન્થો છે.

અકલ ચરિત્ર ચંદ્રિકામાં ભગવાનનાં અકલિત ચરિત્રોનું વર્ણન બહુ સુંદર શૈલીમાં આપ્યું છે. ભગવાન્ કેવા છે તે સમજવું બહુ મુશ્કેલ છે. એ શાંત, ક્રોધી, ધીર, અધીર, ન્યાયી, અન્યાયી કેવા છે, તે સમજી શકાતું નથી. કેમકે એમનાં ચરિત્રો એક બીજાથી વિરુદ્ધ છે, એટલે ભગવલ્લીલા અગમ્ય છે. કવિ પોતે જ કહે છે કે,

विरुद्धधर्माश्रय चरित्र श्रीकृष्णचंद्रके कहीये;
कछुहु न कहत बने ईश्वरको बेर बेर शिर नैये.

હવે થોડાંક દૃષ્ટાંતો જોઈએ:—

काल काल महादेव अजित हरि तुम जीते छिनमांही;
कालयवन तें भजे धीराधीर कहत बनत कछु नाही.
ब्रह्मचारी क्यौं कहे गोपिका कान्त खरे गोपाल;
कामी होउ तो कालिन्दी क्यौं माग देत व्रजबाल.
किंकरी कुबजाकान्ता करी हरी निर्दय हम क्यौं कहिये;
ब्रजबासी तरसाये दयालु कहत हु शंका पैये.

* * * *

जननी सहोदर आदि हते तहु भृगुपति दोष न भीने;
राम पुरन संग्राम हत्यो रिपु रावन हयमख कीने.

* * * *

किंचित कालदोषतें दितिसुत असुर अखिल जग त्रासा;
ढिंमर कन्या भोगी पराशर मछगंधा सुत ब्यासा.

આવાં અનેક પુરાણનાં ઉદાહરણો આપી પ્રભુનાં અગમ્યચરિત્ર વર્ણવે છે. એ જેવાં સચોટ છે તેવાં જ કેટલાંક કુદરતી બનાવોનાં પણ સુંદર ઉદાહરણો આપે છે. જેવાં કે,

तेजस्वी दीपकतें कज्जल श्याम प्रकट प्रभु कीनो;
नाथ नाग शिर मनि उपजायो रूपरश्मि रस भीनो.

તેજસ્વી દીવામાંથી કાળું કાજળ બનાવ્યું અને કાળા વિષધર નાગના

માથા ઉપર દેદીપ્યમાન મણિ ઉપજાવ્યો એ કેટલી નવાઈ! બીજું એક રમુજી ઉદાહરણ આપે છેઃ-

लोह उगायो कनक जरायो गिरि तारे ज्यों तरनि;
धर्म अधर्म अधर्मे धर्म तुम करो अकरनी करनी.

જાદવાસ્થલી વખતે લોઢું ઉગાડેલું; લંકા બાળી ત્યારે સોનું પણ બાળી નાખેલું; અને જ્યારે સેતુ બાંધ્યો ત્યારે મોટા મોટા પત્થરો હોડીની માફક તારેલા. ધર્મને અધર્મ, અધર્મને ધર્મ, ને ન થઈ શકે એવી વસ્તુ કરવાને પણ પ્રભુ સમર્થ છે. પરમાત્માની લીલા અનિર્વચનીય છે. તેનો પાર કોઈ પામી શકતું નથી. તેથી દીન ભાવે છેવટે કવિ કહે છે કે,

जेसे हो तेसे तुम मम प्रभु कृष्ण करुं प्रनामा;
जेसो हु तेसो मोही पालो महाप्रभु सुंदर श्यामा.

**रसिक रंजनः**-હિન્દુસ્તાની બીજો મોટો ગ્રન્થ **રસિક રંજન** છે. રસિક રંજન તે ખરેખર રસિક પુરુષોના મનને રંજન કરે એવો જ ગ્રન્થ છે. ગમે તેવો માણસ એ ગ્રન્થ સમજીને વાંચે તો તેને આનંદ થયા વગર રહે જ નહિ. અનન્યતા, ભગવદાશ્રય, દીનતા, કૃપા, ઈશ્વરતા, વગેરે ૧૭ પ્રકરણો એ ગ્રન્થનાં પાડેલાં છે. પ્રત્યેક વિષયની કવિની કથનશૈલી એટલી બધી ઉત્તમ છે કે, તે તે વિષયનાં કાવ્યો વાંચીને આપણને કવિના ઉપર પ્રેમ ઉત્પન્ન થયા વગર રહેતો નથી. કવિ ભગવાનના દૃઢ આશ્રયી છે, અને એ આશ્રયને બળે ભગવાનને પણ ધમકાવવા કવિ સમર્થ થાય છે. જુઓ,

पतितके पावन हो अधम उद्धारन हो
हरि विठ्ठल बर्द हेतु नर्क केसे पाउंगो ?
सुध्रो कबु होत तो काहेकु में शरनो लेतो ?
अब चहाओ साधन नाथ कहो कहांसे लाउंगो ?
घरको गुलाम कर्यो तोहु रहे कर्म भोग ?
परमानंद स्वामिद्वार दास दुःख पाउंगो ?
रंक जानी दयाकुं डुबाओगे जो दयानाथ
अकेलो नहि डुबुं केते बर्दकुं डुबाउंगो.

અને પછી પોતાના મનને ઉપદેશ આપે છે કે,

रे मन पस्तातकाहे कियो तेरो होत कहा
तुं करता वेसो जेसो शकट खेंचे श्वान हे
दारुदार यंत्र तोता कपि बाल पराधीन
त्यों हि सब जगत हरिहाथ श्रुति गान हे
जाकुं जब जेसो करे सो ता क्षणु तेसो होय
मति कृष्णपानि ज्ञानि ना को ना अज्ञान हे
कछु कह्यो जात नाहि चाहे सो हि करे दया
तु रहे निश्चिंत शिश समर्थ भगवान हे

દૃઢ ભગવદાશ્રયનું કેટલું બધું બળ છે? એવા કવિ જેવા નિશ્ચયવાળા ભક્ત થોડા જ હશે. પ્રભુ સર્વ શક્તિમાન્, સર્વકર્તા, સર્વેશ્વર, સર્વના નિયંતા છે. પ્રભુની ઇચ્છા વગર કંઈ થતું નથી. સુખદુઃખ સૌ ઈશ્વરના હાથમાં છે. જો માણસના પોતાના હાથમાં હોત તો કોઈ દુઃખી શું કામ થાત? બધાં જ સુખી ન થાત? દયારામ તો કહે છે કે,

तेरो कीयो होत तो तुं अपनो क्यों बुरो करे?
बुरो होय बीना चले चित्त तों न चाहियें.

પરંતુ એ સૌ પ્રભુની ઇચ્છા પ્રમાણે બને છે. ભગવદ્દઈચ્છા એ જ પ્રધાન છે, અને ભગવદ્દઈચ્છા શી છે તે જાણી શકાય એમ નથી. તેથી એ ઇચ્છા જેવી હશે તે પ્રમાણે થયા જ કરશે, એમ જાણી સંતોષમાં રહેવાનું દયારામ વારંવાર કહે છે. આ સંસાર બાજીગરના ખેલના જેવો છે, અને એ બાજીના પાસા તે ભગવદ્દઈચ્છા છે. તે જેમ પડે છે તેવું ફળ મળે છે.

साधारन अरु सुधरको हरि कर हे सब हित,
ज्यों चोपटके खेलमें पासाके कर जीत;
पासाके कर जीत कृष्ण इच्छा सो हि पासा. इत्यादि.

એ દયારામનો સિદ્ધાંત છે. આ ગ્રન્થમાં અનેક દૃષ્ટાંતો આપીને કવિએ એ વાત બહુ દૃઢતાથી સિદ્ધ કરી છે.

પ્રભુની કૃપા કવિ અનેક રીતે માગે છે, અને તે રસશાસ્ત્રની રીતે એક દષ્ટાંત લઇએ.

जो मुख सों बांसुरी बजाइ रासमंडलमें,
जो मुख अधरामृत सर्वस्व गोपी केरो है;
जो मुखसो गुह्य बात करो राधा प्यारी संग,
जो मुख रसपान रसिक जनके घनेरो है;
जो मुखमें विश्वरूप माताकुं दिखायो नाथ,
जो मुख वरदान दीनो सतत आप चेरो है;
सो मुखारविंद सों श्रीकृष्णचंद्र एक बेर,
करुना करी कहिए प्रभो दास दयो मेरो है.

ભગવત્કૃપા માગવામાં કવિ હાથીનું ઉદાહરણ આપે છે. જેમ હાથીના મોઢામાંથી ખાતાં ખાતાં કણિકાઓ ગરી પડે છે, તેનાથી કીડીઓનો પરિવાર જીવે છે, અને હાથીનું કંઈ ઓછું થઈ જતું નથી. તેમ કવિ પ્રભુને કહે છે કે,

मोपे कृपादृष्टि किये कहा खोट आवेगी ?

રાધાકૃષ્ણ શિવાય કવિની દૃષ્ટિમાં બીજી વસ્તુ જ નથી. શૃંગાર પણ રાધાકૃષ્ણનો જ, અને તે કેવો સુંદર !

कटीकी कसर सो तो आइ उरोजमानु,
उदरकी पीनता नितंब जाय वसी है;
चरनकी चंचलता नेनमें निकेत कीनो,
बेननकी फूटता सों लाजहीमें लसी है;
हास्यकी मोहनता सों जाय मीली मान मानु,
वालकेली आतुरता लालकेली कसी है;
जोबनके आये राधे बस्त अस्त व्यस्त भइ,
तोहू दया प्रभु नेनहीं ते हीये वसी है.

ભગવાન્ આગળ કવિની દીનતા તો અવધિ વગરની છે ને તે કવિએ સુંદર રીતે કવિતામાં વર્ણવી બતાવી છે. રસિક જનોને પ્રિય લાગે એવાં

ચાતુરીનાં કવિતો પણ ઘણાં છે. જ્યાં સૌ સારું ત્યાં વીણી શું કાઢવું? સારું સારું જાણીને ઉતારા આપતાં તો આખો ગ્રન્થ જ ઉતરી જાય. તેથી રસિકોને આખો ગ્રન્થ જ વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

આટલા ગ્રન્થો ઉપરાંત પ્રસ્તુત ગ્રન્થમાં ગુજરાતી તથા હિંદી અને મારવાડી, પંજાબી આદિ ભાષાનાં શૃંગાર, નીતિ, ભક્તિ, દીનતા, આર્જવ, આદિ જૂદા જૂદા વિષયનાં રસિક પદો તથા ગરબાઓ ઘણાં છે અને તે દરેક ચમત્કૃતિથી ભરપૂર છે. કવિના જ્ઞાનની, અનુભવની, અને રસિકતાની એનાથી આપણને ખરી ખાત્રી થાય છે. એમાંથી ઉતારા આપતાં વિવેચન વધી જાય. નમુના તરિકે થોડાક ભાગ ફક્ત આપીશું તો ચાલશે.

(૧)

ચિત્ત મારું ચોરો શ્રી વ્રજરાજ;
હું તો બીજું કાંઇએ ન માગું મહારાજ. ચિત્ત.
એવી રીતે ચોરો જે કયહું ના જાય,
જ્યાર થકી તુજમાં અધિક લોભાય,
છૂટવાનો ના રહે એકુ ઉપાય. ચિત્ત.
તસ્કર ઉપર કોઇને ન પ્યાર,
દેખી મુખ દંડનો ઉપજે વિચાર,
હું તો મારા પ્રાણ કરુ બલહાર. ચિત્ત.
ઇત્યાદિ.

(૨)

જો હરિં ભાવ નથી રે ભાવ નથી,
તારો સહુ શ્રમ મિથ્યા જાણ,
હું કહું તેવું પરમાણ. જો હરિ.
કામ જીત્યો ત્યારે વધ્યો એક બ્યંડળ,
ક્રોધ જીત્યે વધ્યો વૃક્ષ;
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર,
યોગી કહે નહિ દક્ષ. જો હરિ.
ઇત્યાદિ.

(૩)

મન તે મોહનમાં સૌં ના મોહ્યું, તેને કાજે શીદ ચિત્ત પ્રોય. મન તે.
જગ મનમોહન મદન છે ને, મદન મનોહર કૃષ્ણ;
જો તેમાં મન મોહ પામે તો પૂરણ થાય પ્રીત તૃષ્ણ. મન તે.
દ્રવ્ય દેખી સહુ કોઈ ધાય તે, દ્રવ્ય જેનો અંશ;
તે કમલા મોહ પામી રહી છે, સહુ મોહન અવતંસ. મન તે.
ઈત્યાદિ.

આમ એક એકથી ચઢતાં પદો પુસ્તક વાંચતા વાચકની નજરે પડશે. દીનતાનાં ને આર્જવનાં પદો તો ખરેખર કઠણ હૃદયને પીગળાવી કવિના હૃદય સાથે એકરસ કરે એવાં છે. હિંદી ભાષાનાં પદો તો હૃદયસ્પર્શી સંગીત જ છે. આમ સાધારણ દિગ્દર્શન કરાવી આ આખું પુસ્તક વાંચવાની વાચકને ભલામણ કરી વિરમું છું.

જગજીવન દયાળજી મોદી



વ્યાસ પ્રાણશંકર વૈજનાથ.

જન્મ વિ. સં. ૧૯૦૧.

# સંગ્રહકર્તાનો પરિચય

આ કાવ્યગ્રન્થની સાથે તેના સંગ્રહકર્તા વડોદરાનિવાસી વ્યાસ પ્રાણશંકર વૈજનાથનો વાચકોને થોડોક પરિચય કરાવવાની જરૂર છે. વ્યાસ પ્રાણશંકર ઔદિચ્ય ટોળકીયા બ્રાહ્મણ જ્ઞાતિના છે. એમની અવટંક પંડ્યાની છે, પરંતુ બાળપણથી જ એ પોતે કથા કહેવાનો ધંધો કરતા હોવાથી વ્યાસ નામથી ઓળખાય છે. એમનું મૂળ વતનનું ગામ ખેડા જીલ્લામાં હલધરવાસ છે. ત્યાંથી ધંધા અર્થે એમના વડીલો શ્રીમંત ગાયકવાડ સરકારના આશ્રયે વડોદરામાં આવીને રહેલા અને પછી વડોદરાને જ પોતાનું વતન માનેલું.

એમના પિતાનું નામ વૈજનાથ અને માતાનું નામ સુરજબા છે. એમનો જન્મ સંવત્ ૧૯૦૧ ના માગસર વદ ૯ ને દિવસે થયેલો. એમની વડીયાઈ એટલે એમના પિતાનાં માતુશ્રીને બે દીકરા હતા. તેથી એ ડોસીમા રોજ ઘીનો દીવો કરતી વખત તેમાં બે દિવેટ મૂકતાં. પરંતુ દૈવઇચ્છાથી એક પુત્ર એટલે પ્રાણશંકરના પિતા ગુજરી ગયા. એથી ઉદ્વેગમાં ડોસીમાએ દીવામાં બેને બદલે એક દિવેટ મૂકવા માંડી, એમ જણાવીને કે ઇશ્વર જ્યારે પાછા એકના બે કરશે ત્યારે બે દિવેટ મૂકીશ. પ્રભુકૃપાથી પ્રાણશંકરનાં માતુશ્રીને તે વખતે ગર્ભ હતો, તેથી ચાર માસ પછી પ્રાણશંકરનો જન્મ થયો એટલે ડોસીમાએ પાછી બે દીવેટો દીવામાં મૂકવા માંડી અને આ પુત્રપ્રાપ્તિથી સંતોષ માનવા લાગ્યાં. એ ડોસીમા બહુ ધર્મશ્રદ્ધાળુ અને સારાં ભજનિક હતાં. સારા સારા ભક્ત કવિઓનાં ભજનો ઘણાં તેમને કંઠે હતાં અને ઘણા મધુર રાગથી હંમેશાં તે ગાયા કરતાં. તે સાંભળી સાંભળીને નાનપણથી જ વ્યાસ પ્રાણશંકરભાઇને સારાં ભજનો ગાવાનો શોખ લાગેલો. તેમ ડોસીમા તેમને સારાં સારાં ભજન શીખવતાં ને ગવરાવતાં. પોતાના સારા રાગને લીધે પ્રાણશંકરભાઇને ભજનો ગાવાનો સારો શોખ હતો અને તેમાં ડોસીમા તેમને પ્રોત્સાહન આપતાં, તેથી જ એમની એ રસવૃત્તિ વિશેષ વૃદ્ધિગત થઇને આ રીતે પૂર્ણ દશાને પામી છે.

પ્રાણશંકરભાઇને કવિશ્રી દયારામનાં કાવ્યોનો પરિચય તેમની ૧૪–૧૫ વર્ષની ઉમ્મરે થયો હતો.

જાન ગઈ જાન ગઈ જાન ગઈ રે શ્રી ગિરિવરધરલાલ,
તેરા જીયરાકી બાતમેંતો જાન ગઈ– જાન.
નેનનકી સેનનમેં સખા સરકાય દીયે
હાંરે તેરી ચાતુરીકી ચલગત પહેચાન ગઈ રે
લાલા ગોપાલમેં તો જાન ગઈ,– શ્રી ગિરિવરધર.
દયાકે પ્રીતમ તોરી માધુરીસી મુરત
હાંરે દેખત મોરી સુધસાન ગઈ રે– શ્રી ગિરિવરધર.

પ્રથમ એ પદ એમને મોઢે થયું. જો કે તે પહેલાં બીજાં કીર્ત્તનો અને એમના પિતાનાં લખેલાં દયારામભાઇનાં પદો એ વાંચતા, પરંતુ દયારામભાઈનાં કાવ્યોનો ખરો રસ તો એમને એ પદથી જ લાગ્યો હતો. તે પછી એમને દયારામભાઈના શિષ્ય રણછોડભાઇનો સમાગમ થયો. રણછોડભાઈ પોતે કથા કરતા, તેમાં દયારામનાં ઉત્તમ ઉત્તમ પદો ગાઈ લોકને રંજન કરતા તેથી તેમને મોઢેથી ભજનો સાંભળી એમને દયારામનાં કાવ્યો ઉપર પ્રીતિ ઉપજી અને પછી તેનો અભ્યાસ કરવા માંડ્યો. રણછોડભાઇને એ પોતાના ગુરુ તરિકે માનતા ને વારંવાર તેમની પાસે જઈ તેમની સેવા ચાકરી કરતા તથા તેમની પાસેથી દયારામનાં પદ શીખતા. આ પ્રમાણે શિષ્યપરંપરાએ પ્રાણશંકરભાઇનો કવિશ્રી દયારામ સાથે સંબંધ જોડાયલો છે.

પ્રાણશંકરભાઇએ પોતાની ૧૭ વર્ષની ઉમ્મરમાં કથા કહેવાનો આરંભ કરેલો. એમના ગુરુ રણછોડભાઈ ઓખાહરણની કથા કરતા, તેથી એમણે પણ તેમનું જોઇને તથા શીખી સાંભળી પ્રથમ ઓખાહરણથી જ કથા કહેવા માંડેલી. પ્રેમાનંદના ઓખાહરણમાં પોતાની રસિક વૃત્તિથી સુધારો વધારો કરી પોતાના શિષ્યોને કથા કહેવાને માટે દયારામભાઇએ ઓખાહરણની નવી આવૃત્તિ કરી આપી હતી. તે જ કથા કહેવામાં બધે વપરાતી. પ્રાણશંકરભાઈ પણ તેનો જ ઉપયોગ કરતા. વડોદરામાં ઘણે ઠેકાણે એમની

કથા થઈ હતી. અમદાવાદમાં પણ એમણે ઓખાહરણની કથા કરી હતી અને ત્યાં રણછોડભાઈની મંડળીએ જ એમની સારી બરદાસ્ત કરેલી.

પ્રાણશંકરભાઈ સુરતમાં એમની ૨૧ વર્ષની ઉમ્મરે દાજીભાઇ નામે બ્રાહ્મણની ઓળખાણથી ગયા. ત્યાં કાયસ્થ લોકોમાં એમની બેઠકો થઈ ને ત્યાં સારું માન પામ્યા. પછી ભજન ગાનાર તથા કથાકાર તરિકે સુરતમાં એમની ખ્યાતિ થઈ. દુલ્લભભાઈ નામે કાયસ્થે એમને પ્રથમ પોતાને ત્યાં ઘણા વખત સુધી રાખ્યા હતા, પણ પછી બાલાજીના મંદિરમાં કથા કહેવા માંડી. ત્યાં એમની કથા સાંભળવા ઘણા લોકો ભેગા થતા. એ વખતથી એમની ઘણી પ્રખ્યાતિ થઈ ને ઘણા સારા સારા માણસો સાથે એમને સમાગમ થયો. મુંબઈ હાઇકોર્ટના જડ્જ નાનાભાઇ હરિદાસ એમને ચાહતા અને તેમણે પોતાને ત્યાં બે ત્રણ વખત એમને બોલાવી ભજનો કહેવડાવેલાં તથા કથા કરાવેલી હતી. તેમ ગાયકવાડ સરકારના વકીલ અભેરામ લાલા દયારામભાઇના શિષ્ય રણછોડભાઇના પરમ મિત્ર હતા. તે પણ એમનાં ભજનોથી પ્રસન્ન થયા હતા, અને દયારામભાઇનું ઋતુવર્ણન તેમણે લખાવીને એમને આપ્યું હતું. કવિશ્રી નર્મદાશંકરભાઈ એ વખતે મુંબઈથી સુરત આવ્યા હતા. તેમણે એક રાત્રે પોતાને ત્યાં બેઠક કરીને પ્રાણશંકરભાઇને બોલાવ્યા હતા. ત્યાં એમણે દયારામભાઇનાં ઘણાં સારાં સારાં પદો ગાયાં, જે ઉપરથી કવિ એમના ઉપર ઘણા પ્રસન્ન થયા અને "દયારામ કાવ્ય. સંગ્રહ"નું પોતાનું બનાવેલું પુસ્તક એમને ભેટ આપ્યું. તે વખતે કવિએ એમને કહ્યું હતું કે, "આ પુસ્તકની ૧૦૦ નકલો મેં લોકોને બક્ષીસ આપી છે, પણ એનું ખરું સાર્થક્ય તો આજે આ તમને એક નકલ આપવાથી જ થયું." વાત ખરી જ છે: જે માણસ વસ્તુની બરાબર પિછાન કરી શકે છે તેની પાસે તે વસ્તુ જાય છે ત્યારેજ તેની કિંમત થાય છે. કવિ દયારામનાં કાવ્યોની ખરી કિંમત કવિશ્રી નર્મદાશંકર જાણતા હતા, તેમને તેની તેવી જ કિંમત જાણનાર પ્રાણશંકરભાઈ મળ્યા, એટલે તેમને આનંદ થાય એ સ્વાભાવિક જ હતું. એ વખતથી કવિ નર્મદાશંકરને અને એમને પ્રીતિ થઈ. ઘણી વખત એઓ ભેગા મળતા

અને કાવ્યચર્ચા કરતા. કવિને દયારામનાં વિશેષ કાવ્યો એમણે લખી આપેલાં, પરંતુ પછી તે છપાવવાનો યોગ આવ્યો નહિ. તેમ પાછળથી તે કાવ્યો પ્રાચીન કાવ્યમાળામાં તથા બૃહત્ કાવ્યદોહનમાં છપાયાં છે અને તે ઉપરાંત જે રહેલાં, તે આ ગ્રંથમાં સંગ્રહાયાં છે. આજે લગભગ ૫૦ વરસ થયાં સુરતમાં બાલાજીના મંદિરમાં દર વરસ ચાતુર્માસમાં એમની કથા ચાલે છે ને લોકો તરફથી એમની સારી સંભાવના થાય છે.

અમદાવાદમાં માંડવીની પોળમાં સમચક્રની શેરીમાં એમણે કૃષ્ણ-ચરિત્રની કથા કહી હતી. ત્યાં ઘણા સારા સારા ગૃહસ્થ લોકો સાંભળવા આવતા. તે ઉપરાંત વલસાડ, ભરૂચ, હાંસોટ, નવસારી, ગણદેવી, ભાવનગર વગેરે સ્થળોએ તે તે સ્થળોના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની આગેવાની નીચે એમની કથાઓ થઈ હતી અને ત્યાં એમણે સારી ખ્યાતિ મેળવી હતી.

સંવત્ ૧૯૩૯માં એમણે મુંબઇમાં સાત સ્થળે ઓખાહરણ વાંચ્યું હતું, એટલી બધી એમણે ત્યાં લોકપ્રિયતા મેળવી હતી. એમને "ગુજરાતી"ના આદ્યતંત્રી સદ્દગત સાક્ષર ઇચ્છારામ સૂર્યરામનો સમાગમ સુરતમાં સન ૧૮૭૪–૭૫માં થયો હતો. ઇચ્છારામભાઇને "સતસૈયા"ની દયારામભાઇની સ્વકૃત ટીકા પહેલી એમણે જ આપી હતી.

પ્રાચીન કાવ્યમાળાના સહતંત્રી સદ્દગત નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી તથા રા. બા. હરગોવંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા સાથે એમને સારો પરિચય હતો. પ્રાચીન કાવ્યમાળામાં તથા પ્રાચીન કાવ્યમાળા ત્રિમાસિકમાં પ્રસિદ્ધ કરવા દયારામભાઇના કેટલાક ગ્રન્થો તથા છૂટક પદો એમણે તેમને આપ્યાં હતાં. સારા સારા કવિઓનાં કાવ્યોના અતિ પરિચયથી તથા મહાવરાથી પ્રાણ-શંકરભાઇનામાં કાવ્યશકિત પણ આવી છે, તેથી એ પોતે નવાં કાવ્યો રચીને પુરાણ ગ્રન્થોની કથા કહી શકે છે. પોતે સંસ્કૃત ઘણું સારું જાણતા નથી, તેથી શાસ્ત્રીઓ પાસેથી પ્રથમ સંસ્કૃત સમજી લે છે અને પછી તેને ગુજરાતી કાવ્યમાં ઉતારે છે. એવી રીતે આખું મહાભારત અઢારે પર્વ એમણે ગુજરાતી કવિતામાં બનાવ્યું છે. તે હાલ પ્રાણશંકરભાઇની પોતાની પાસે લેખી તૈયાર પડેલું છે. એ ગ્રંથ ઉપરથી જ હાલ એ પોતે મહા-ભારતની કથા પ્રાકૃતમાં કહે છે.

કવિ દલપતરામ દુર્લભરામ તથા કવિ વિજયાશંકર કેશવરામનો પણ એમને સમાગમ થયો હતો. એમની કાવ્યરુચિ તથા રસજ્ઞતાની તેઓએ પિછાન કરી હતી.

વ્યાસ પ્રાણશંકરભાઇની ઉમ્મર આજે ૭૨ વર્ષની થઈ છે. એટલી વૃદ્ધાવસ્થામાં પણ એ દયારામનાં પદો કલાકના કલાક સુધી એકી પલાંઠીએ બેસીને એક સરખા રાગથી જૂદી જૂદી જાતનાં ગાઈ શકે છે અને સમજાવી શકે છે. એ પોતે સ્વભાવે શાંત, મીલનસાર, અને ઉદાર વૃત્તિના છે. ધર્મ ઉપર એમને ઘણી આસ્થા છે અને હંમેશાં શાસ્ત્રનું પરિશીલન રાખે છે. ભાગવત, મહાભારત, શિવપુરાણ, તાપીપુરાણ, ગર્ગસંહિતા વિગેરે ઘણા ગ્રંથો એમણે વાંચ્યા છે. કવિશ્રી દયારામના ઉપર એમને અનન્ય ભક્તિ છે. ગુજરાતમાં કવિ તરિકે એ પોતે દયારામભાઇને જ શ્રેષ્ઠ માને છે અને દયારામભાઈનાં કાવ્યોનો મર્મ પોતે બહુ સારી રીતે સમજે છે. કૃષ્ણભક્તિ ઉપર એમને રુચિ છે. એ શ્રીકૃષ્ણને જ દયારામભાઈની પેઠે પૂર્ણ પુરુષોત્તમ માને છે. સંસારસુખમાં એમને એક પુત્ર છે. તે એમની સાથે રહી કથા કહે છે.

પ્રાણશંકરભાઈ હાલ સારી તનદુરસ્તી ભોગવે છે, અને એવી તનદુરસ્તીમાં લાંબું આયુષ્ય ભોગવે, એમ આપણે ઇચ્છીશું.



## આ સંગ્રહ વિષે એક વિદ્વાનનો અભિપ્રાય

અત્રેના ગુજરાતના રસિક કવિ દયારામભાઇની પરંપરામાં ઉછરેલા અને તેના કાવ્યના પ્રામાણિક સંગ્રહકર્તા અને ગાનાર પંડ્યા (વ્યાસ) પ્રાણશંકર વૈજનાથને હું ઘણા વખતથી ઓળખું છું. દયારામભાઇનાં કાવ્યોનો પ્રામાણિક સંગ્રહ કોઈ પાસે વડોદરામાં છે, એમ મારા સાંભળવામાં આવ્યાથી તપાસ કરતાં મને આ ગૃહસ્થ જડી આવ્યા. ત્યાર પછી એમની સાથે મને જેમ જેમ પરિચય થતો ગયો, તેમ તેમ મને અધિક અને અધિક આનંદ થયો. દયારામભાઇનાં જે પ્રસિદ્ધ કાવ્યો છપાયાં છે, તેમાં ઘણો સુધારો કરવા જેવું છે એમ મને એમના સહવાસથી માલમ પડ્યું. ઘણા પાઠો જે સમજાય એવા નહોતા, તે આ ગૃહસ્થના સમાગમથી સમજાયા છે; કારણ કે લગભગ દયારામભાઈ આખો આ ગૃહસ્થને કંઠે છે, અને બહુ સારી રીતે તાલબદ્ધ તે ગાય છે. જે સંગ્રહ પ્રસિદ્ધ કરવા માટે એમણે માગણી કરી છે તે મેં જોયો છે અને ખરેખર પ્રસિદ્ધ કરવા જેવો છે. સંગ્રહ બહુ અપૂર્વ થવા સંભવ છે, સાથે ઘણો પ્રામાણિક થવા સંભવ છે અને વિવેચન સાથે જો છપાવવામાં આવે તો તો ગુજરાતી સાહિત્યની એક સારી સેવા બજાવ્યાનું રાજ્યને માન મળશે અને અત્યાર સુધીના સર્વે સંગ્રહોમાં આ અતિ માન્ય શુદ્ધ અને પ્રામાણિક સંગ્રહ થશે, એમ મને આશા છે. આ બધાં કારણોથી આ ગ્રહસ્થને ઉત્તેજન મળશે, એવી સંપૂર્ણ આશા રાખું છું.

બાજવાડા–વડોદરા
તા૦ ૧૮–૬–૧૪.

sd. H. V. Shroff
પ્રિન્સીપાલ શ્રી સયાજી હાઇસ્કુલ **વડોદરા.**

# અનુક્રમણિકા

## ગુજરાતી કાવ્યો



### ગ્રંથો



### મોટા પદો



### શૃંગારના પદો

## हिंदी काव्यो.

## शृंगारना पदो.

## भक्ति ज्ञाननां पदो.

---

## मारवाडी भाषाना पदो



---

## पंजाबी भाषाना पदो



## मराठी भाषाना पदो

॥ ૐ श्रीहरिः ॥

# શ્રીદયારામ કાવ્યસુધા



## પદ ૧ લું–મંગળાચરણ

### ધ્રુપદ–રાગ કલ્યાણ

महामंगलरूप श्रीगुरुदेव श्रीमहाप्रभु
जाके पायपद्मको प्रथम शीर नांइये—महामंगल० १
नाम लेत उदय होत परम आनंदकंद
पाप ताप टरत छब ध्याइये—महामंगल० २
ब्रह्मा शिव विष्णु परब्रह्म सो श्रीगुरुराज
सकळ तीरथ आदि अंघ्रिरज नांइए—महामंगल० ३
दयो कहे आचारज अधिकको दुजो नाहि
गुरुसेवाचिंतामणि इपसित फळ पाइए—महामंगल० ४

**मंगळाचरण**–( सं. मंगल+आचरण ) કલ્યાણકારક ક્રિયા. ગ્રંથને આરંભે લેખક પાઠકના કલ્યાણને માટે મંગળાચરણ કરવાનો પ્રાચીન રિવાજ છે. મંગળાચરણ ત્રણ પ્રકારનાં હોય છે: (૧) નમસ્કારાત્મક, (૨) આશીર્વાદાત્મક, અને (૩) વસ્તુનિર્દેશાત્મક. આ મંગળાચરણ નમસ્કારાત્મક છે. એમાં દયારામ પોતાના ઇષ્ટ ગુરુને નમસ્કાર કરે છે.

૧–**श्रीगुरुदेव**–દયારામના ગુરુ શ્રીગોસ્વામી મહારાજ. શ્રીમહાપ્રભુ–શ્રીવલ્લભાચાર્યજી મહારાજ. जाके–જેના. पायपद्म–પાદપદ્મ; ચરણકમળ. नांइये–નમાવીએ.

૨–**उदय होत**–પ્રકટ થાય. परम आनंदकंद–મહા આનંદના મૂળરૂપ શ્રીકૃષ્ણ પરમાત્મા. छब–છબી. ध्याइये–ધ્યાન કરીએ. જેનું નામ લેવાથી શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રકટ થાય અને પાપ તથા તાપ નાશ પામે, એવા ગુરુદેવનું ધ્યાન ધરીએ.

૩–**अंघ्रिरज**–(अंघ्रि–પગ) ચરણકમળની રજ–ધૂળ.

૪–**आचारज**–આચાર્ય. दूजो–બીજો. चिंतामणि–જે મણિ પાસે હોવાથી જે વસ્તુની ઇચ્છા કરીએ તે વસ્તુ પ્રાપ્ત થાય તેવો મણિ. इपसित–(ईप्सित) ઇચ્છેલું. ગુરુસેવા એ જ ચિંતામણિ છે. એનાથી જે વસ્તુની ઇચ્છા કરીએ, તે મળી શકે એમ છે.

શ્રી

# અજામેલ આખ્યાન

## કડવું પહેલું

### રાગ રામગ્રી

શ્રીગુરુપદપંકજ પ્રથમે પ્રણમુંજી, શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ અંધ્રિશિર નામુંજી;
શ્રીનંદકુંવરનું ધરું ઉર ધ્યાનજી, જે મહામંગળરૂપનિધાનજી. ૧

ઢાળ

મંગળરૂપ નિધાન હરી, અઘ દુઃખના હરનાર;
સ્મરણ કરતા માત્રમાં, કરે સેવકજનની સાર. ૨
એવા શ્રીગુરુગોવિંદ, મુજ હ્રદયે પૂરો વાસ;
ગાઉં ગુણ નિત આપના, (એવી) સુમતિ કીજે પ્રકાશ. ૩
મતિ દ્યો મહારાજ કહું, અજામેલ આખ્યાન;
કારણ તેનું એહ જેમાં, તત્ત્વ નામ માહાત્મ્યનું ગાન. ૪
શ્રીમદ્ ભાગવત ષષ્ઠમસ્કંધે, ગાઈ ગાથા જેહ;
ત્રણ અધ્યાય આદ્યના, પદબંધ ભાખું તેહ. ૫
છેલ્લો અધ્યાય છવ્વીસમો, પંચમ સ્કંધનો જેહ;
તેમાં યાતના વરણી અઠ્ઠાવીશ નરકની છે તેહ. ૬
સૂત પુરાણિક કહે કથા સુણો, સૌનક આદિ મુનિ જન;
સુણી વચન શુકદેવનાં, ભય પામીયો રાજન. ૭
પાણ્ય જોડી કહે પરીક્ષત, શુકજી પ્રત્યે વચન;
સ્વામિ સુણી વૃત્તાંત નર્કનું, ભય પામે મુજ મન. ૮

૧ અંધ્રિ–પગ. રૂપનિધાન–રૂપનો ભંડાર. ૨ અઘ–પાપ. ૪ નામમાહાત્મ્ય–ભગવાનના નામનો મહિમા. ૬ યાતના–દુઃખ; પીડા. ૮ પાણ્ય–(સં.–पाणि) હાથ.

જન્મ દિવસથી આજ લગી મેં, કર્યું ચકવે રાજ;
પાપનું શું પૂછવું, કર્યાં હશે કુશ્ચિત કાજ. ૯
કહો કોણુ ઉપાય થકી, પ્રભુ દોષ સર્વે જાય;
કદાપિ કો કાળ પણુ, યમયાતના નવ થાય. ૧૦
સુણી વચન પરીક્ષતના, શુકદેવ બોલ્યા વાણુ;
પ્રાયશ્ચિત સહુ પાપનાં, કહ્યાં છે મનુ, નૃપ ! જાણુ. ૧૧
જેવા ગુરુલઘુ દોષ તેવા, લખ્યા તેના ઉપાય;
ધર્મશાસ્ત્ર પ્રમાણુ આચરણુ, કર્યાથી અઘ જાય. ૧૨
યોગ યજ્ઞ ને તિરથ તપ વ્રત, કર્મ કષ્ટિ જ્ઞાન;
દાન વેદાદિક અધ્યયન, ધર્મ નીમ ને ધ્યાન. ૧૩
ઇત્યાદિક સાધન સાધ્યે, ટળે કીધાં પાપ;
ભૂપ પરીક્ષા માટે મુનિયે, દીધો એહ જબાપ. ૧૪
વૈયાસકી વચન સુણીને, ભાખ્યું ભૂપ વચંન;
એ ઉપાય થકી મુનિ, નવ માન્યું મારું મંન. ૧૫
ઉત્તર આપે કર્યો તેમાં, ઉપજે મન સંદેહ;
પ્રગટ કહો વિસ્તારે સ્વામી, શ્રવણુ કીજે તેહ. ૧૬
કયાં પ્રાયશ્ચિત્ત કર્યાં થકી, થાય કિલ્મિષ ફોક;
કઈ બુદ્ધિને વશ થઈ, કલિ મળ કરે છે લોક. ૧૭
વળી પાતક વળી પ્રાયશ્ચિત્ત, તે તણો કયાં પાર;
કુંજર કેરા સ્નાન સરખો, ઠર્યો એહ પ્રકાર. ૧૮

૯ ચકવે રાજય—ચક્રવર્ત્તિ રાજ્ય; સર્વોપરિ સામ્રાજ્ય. કુશ્ચિત—(सं. कुत्सित) નઠારાં; ખરાબ; જેને જોવાથી—જાણવાથી કંટાળો ઉત્પન્ન થાય એવાં. ૧૧ મનુ—મનુસ્મૃતિકાર ભગવાન્ મનુ મહારાજ. ૧૨ ગુરુલઘુ—નાના મોટા. ૧૩ કષ્ટિ—(सं. कष्ट) દુઃખ. ૧૭ કિલ્મિષ—પાપ. થાય ફોક—નાશ પામે. મળ—પાપ. એક પ્રતમાંઃ "વળી બુદ્ધિને વશ થઈ, કલિમાં રહે છે સહુ લોક," એવો પાઠ છે, પણુ તે યોગ્ય નથી. ૧૮ કુંજર—હાથી. સ્નાન—ન્હાવું તે. હાથી ન્હાઇને તરત પાછો માથા ઉપર ધૂળ નાંખે છે એટલે હાથીનું સ્નાન નકામું છે. તેમ જ પાપ કરીને પ્રાયશ્ચિત્ત કરવાં અને વળી પાછાં પાપ કરવાં, એ કુંજરસ્નાન સરખું જ છે.

મૂળ મહીમાં રહે ને જેમ, છેદન કરીએ વૃક્ષ;
તેમાંથી પુનઃ પ્રગટ થાયે, જુઓ વિટપ પ્રત્યક્ષ. ૧૯
વાસનાજડ જ્યાં લગી, તહાં લગી શાખા કર્મ;
લિંગદેહને દહે એવો, એમાં નથી કોઈ ધર્મ. ૨૦
અતિ કઠિણ અષ્ટાંગ, તે પણ કરે ધારણ કોણ;
પવન રોધે પ્રયત્ને તો, થાય પલાયણ પ્રાણ. ૨૧
મખ વિષે માને ન મન, જેમાં પશુની ઘાત;
દ્રવ્ય પાખે ના બને, અનુકૂળ નહિં એ વાત. ૨૨
દેશ કાળ ને મંત્રાદિક, અનુકૂળ સર્વ પ્રકાર;
ઉણો હોય કોઈ ઉપસ્કર તો, નિષ્ફળ થાય નિર્ધાર. ૨૩
તપતીરથમાં ધન જોઇએ, તન બળ વિના ન હોય;
ને થાય કદાચિત ભ્રષ્ટ તો, તો કમાયું ધન ખોય. ૨૪
દાન કરતાં તો દામ જોઇએ, જોઇએ પાત્ર સુપાત્ર;
જાય દાન કુપાત્ર કરમાં, વૃથા થાય કૃતિમાત્ર. ૨૫
ધરમ નેમ વિષે રહ્યો ભય, રહેવું જેમ અસિ ધાર;
ધ્યાન પણ દઢ ચિત્ત વિના, નવ બને એ નિરધાર. ૨૬

૧૯ મહીમાં–પૃથ્વીમાં; પુનઃ–ફરીથી; વિટપ–ઝાડની નવી કુંપળો; નાની શાખાઓ. ૨૦ વાસના જડ–વાસનારૂપી મૂળિયું. લિંગદેહ–સૂક્ષ્મદેહ, વાસનારૂપી દેહ. શાખા-કર્મ–કર્મરૂપી ડાળિયો. જેમ ઝાડ કાપી નાંખીએ પણ જમીનમાં મૂળ રહી ગયું હોય તો ફરી પાછું ઝાડ ફૂટે છે; તેમ વાસનારૂપી મૂળ જ્યાં સુધી રહ્યું હશે ત્યાં સુધી કર્મરૂપી ડાળાં ફૂટયા જ કરવાનાં, કર્મક્ષય થવાનો નહિ. એમાં–કર્મમાર્ગમાં. એક પ્રતમાં, "લિંગ દેહીનો એમાં છે નહીં, કોઈ તરેહનો ધર્મ" એવો પાઠ છે. ૨૧ અષ્ટાંગ–યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા ને સમાધિ એ અષ્ટાંગ યોગ. એક પ્રતમાં, "પવન રોધ પ્રયત્ન કરતાં, કરે પલાયણ પ્રાણ" એવો પાઠ છે. ૨૨ મખ–યજ્ઞ. ૨૩ પવન રોધે–પ્રાણાયામ કરે; પ્રયત્નથી પ્રાણાયામ કરે ને કરતાં ન આવડે તો જીવ જાય. ઉપસ્કર–સાધન; જોઇતી વસ્તુઓ. ૨૪ એક પ્રતમાં "તીર્થમાં જોઇએ તન ધન બળ, તે વિના નવ્ય હોય;" "કદિ રહિત તે તીર્થ થાય તો કમાયું ધન ખોય." એવો પાઠ છે. કમાયુ ધન ખોય–મળેલું ફળ જતું રહે; કરેલી મહેનત નકામી જાય. ૨૬ અસિધાર–તલવારની ધાર.

દેહ અધ્યાસ ટળે મળે, જ્ઞાને ન ગોઠે ચિત્ત;
પોતે પરમેશ્વરપણું ગ્રહીને, ભજે નહિ ભગવંત. ૨૭
વ્રતાદિકે દેહ દમન કરતાં, ઘટે વપુ ને વીર્ય;
શાંત પામે શ્રદ્ધા તેથી, જાય શૂચિતા ધૈર્ય. ૨૮
વેદ ગાયત્રી કર્મનો, વિપ્રને છે અધિકાર;
શૂદ્રાદિકને ઘટિત નહિ, તેહનો તે કયમ ઉદ્ધાર? ૨૯
દીન દુર્બળ અદઢ કામી, ક્ષુધાળુ હોય અત્ય;
આળસુ અશૂચિ અધમ જડ, કૃપણની શી ગત્ય. ૩૦
કદાપિ મહાકષ્ટથી કોઈ, સફળ સાધન થાય;
તોયે પણ તે થકી કાંઈ, નવ પુરુષોત્તમ પમાય. ૩૧
પ્રાચીનબર્હિષ નૃપે અગણિત, યજ્ઞ કીધા સત્ય;
તે થકો ઉલટો થયો ભય, નારદે કીધી ગત્ય. ૩૨
દાની નૃગ નૃપ સરીખો તેને, થાવું પડ્યું ક્રકલાસ;
વળી મખ માટે જનક દક્ષ ને, વસિષ્ટનો થયો નાશ. ૩૩
કર્મ થકી બંધાયો જીવ તે, કર્મે કેમ મુકાય;
પંકે લેપ્યું અંગ તે કયમ, પંક થકી ધોવાય. ૩૪

૨૭ દેહ અધ્યાસ–દેહ એ જ હું છું એમ જે આત્મા ઘણા જન્મના અભ્યાસથી માની બેઠેલો છે તે. અહીં "દેહ અધ્યાસ ટળે મળે"માં 'મળે'ને ઠેકાણે 'બળે' પાઠ હોત તો અર્થ વધારે સુઘટિત થાત. કેમકે ઘણા પ્રયત્ને જ દેહાધ્યાસ ટળે છે. જીવબ્રહ્મની એકતા કહેનાર વેદાન્તીઓના ઉપર આ કટાક્ષ છે. ૨૮ વીર્ય–બળ; તેજ. શૂચિતા–પવિત્રતા. ૩૦ દીન–ગરીબ. અત્ય–અતિ; વધારે. અશૂચિ–અપવિત્ર. ૩૧ શ્રીમદ્‌ભગવદ્‌-ગીતામાં પણ શ્રીભગવદ્‌વાક્ય છે કે,

वेदैर्न तपसा न दानेन न चेज्यया। शक्य एवं विधो द्रष्टुं दृष्टवानसि मां यथा॥

૩૨ પ્રાચીનબર્હિષ રાજાની કથા શ્રીમદ્‌ભાગવતમાં પ્રસિદ્ધ છે. એ રાજાએ અનેક યજ્ઞ કરેલા છતાં તેમાં જીવહિંસા ઘણી થયેલી હોવાથી તેને સુખ થયું નહિ. ત્યાર પછી નારદમુનિએ ભગવત્સ્મરણનો ઉપાય બતાવી તેને શાંતિ આપી. ૩૩ નૃગ રાજા મહાદાની હતો, પણ એક બ્રાહ્મણને આપેલી ગાયનું ભૂલથી બીજા બ્રાહ્મણને દાન અપાઈ જવાથી કાચંડાનો–ક્રકલાસનો અવતાર લેવો પડ્યો હતો. દક્ષે યજ્ઞ કર્યાની અને તેના નાશ થયાની વાત પ્રસિદ્ધ છે. ૩૪ પંક–કાદવ.

કર્યાં પૂર્વે કર્મ તેથી, વાસના નવ વામે;
વાસના વિત્યા વિના વળી, પાપ પ્રગટ જ પામે. ૩૫
એવું પ્રાયશ્ચિત બતાવો, સહુ દોષ સમૂળા જાય;
નાશ પામે વાસના, ફરિ પાપ મતિ નવ થાય. ૩૬
તેના તેજ ઉપાયથી, કલ્યાણ અંતે હોય;
કોઈ કાળે પણ પડે નહિં, દ્રષ્ટિએ યમચર કોય. ૩૭
વિના દાને વિના તપસ્યા, વિના યજ્ઞ ને તીર્થ;
વિના યોગે વિના ધ્યાને, શ્રમ વિના થાય અર્થ. ૩૮
ઈંદ્રિયો જીત્યા વિના, વણ કર્યે શાસ્ત્ર અભ્યાસ;
કોણ રીતે થાય કહો મુનિ, અભય હરિપદ વાસ ૩૯

### વલણ

અભયપદ અણઅયાસે, કયમ મળે ભૂપરે;
તેનો ઉત્તર આપશે, શુકદેવ સમર્થ રૂપરે. ૪૦

## કડવું ૨ જું

### રાગ રામગ્રી

વળતા બોલ્યા શુકજી વચનજી, પ્રશ્ન ભલું પુછ્યું રાજંનજી;
પૂર્વે બતાવ્યા અમો સાધંનજી, તે તો જોવા તારું મંનજી. ૧

### ઢાળ—ચાલ લાંબી

મન તારું મેં જોયું રાજા, સાધનમાં નવ લોભ્યું;
સભય સરવ જાણીને નિર્ભય, પદ પૂછ્યું તે શોભ્યું. ૨
તેં પૂછી નૃપ સેહેજે અભય, કલ્યાણ થવાની રીત;
તે પણ છે તુજને કહું ભૂપતિ, સાંભળ રાખી પ્રીત. ૩

૩૭ યમચર-યમના દૂત. ૩૮ તપસ્યા-તપશ્ચર્યા; તપ. ૩૯ પદ્મપુરાણમાં પણ શૌનકાદિપ્રત્યે નારદનું વચન છે કે,

ब्रह्मन् केन प्रकारेण सर्वपापक्षयो भवेत्। विना दानेन तपसा विना तीर्थैर्विना मखैः॥

૧ જોવા તારું મન—તારું મન જોવાને માટે એટલે કે તું એનાથી લોભાય છે કે ખરી વસ્તુ જાણવાને ઇચ્છે છે, તેની પરીક્ષા કરવા માટે. ૩ કહું ભૂપતિ—હે રાજા! તેં સહેજમાં વિના શ્રમે અભય મળે અને કલ્યાણ થાય એવી રીત પૂછી તે પણ છે અને તે હું તને કહું છું.

મુખ્ય ઉપાય તો એહ જ છે, મન સાથે કરવો વિચાર;
આ બંધન આ મોક્ષનું કારણ, આ અસાર આ સાર. ૪
એમ વિમાસે તારતમ્યતા, ભક્તિ રુડી ભાસે;
પરમ પદારથ મહાત્મ અપરમિત, નામે અમંગળ નાસે. ૫
સર્વ અંગ સહ ભક્તિ કરે ભદ્ર, થાય ત્યાં આશ્ચર્ય શાનું;
ભક્તિ તણું એક અંગ અખિલ સુખ, આપે બળ નહિં નાનું. ૬
નિર્ભયદા નવ અંગ અનુપમ, શ્રવણાદિક છે જેહ;
બળ બીજું કીર્તન અંગ તેનું, કંઇએક કહું ધરી સ્નેહ. ૭
એક વાર શ્રી કૃષ્ણ નામ કોઈ, પ્રાણી વદન આલાપે;
તો તેને સ્વપ્ને પણ યમચર, કદા ન દર્શન આપે. ૮
જદ્વા તદ્વા નામ નારાયણ, જે કોઈ કરે ઉચ્ચાર;
તો પણ સેહેજે સદ્ય શ્રેય પામે, ભય વામે નિરધાર. ૯
વ્યાસનંદનનાં વચન સુણી એમ, પરીક્ષિત રાજા પૂછે;
કહો કથન મુને તે વિસ્તારી, એહવું કયહું થયું છે. ૧૦

૫ વિમાસે–વિચાર કરવાથી. તારતમ્યતા–( सं. तारतम्य ) ચઢતા ઉતરતાનો–સારા નઠારાનો ભેદ. સારાસારનો વિચાર કરતાં ભક્તિ જ સારી જણાશે. પરમ પદારથ–પરમ પદાર્થ, મોક્ષ. અપરમિત–અપરિમિત; માપી ન શકાય એટલું બધું. નામે–પ્રભુના નામ માત્રથી. અમંગળ–અકલ્યાણ. ૬ સર્વ અંગ સહ ભક્તિ–બધાં અંગો સહિત ભક્તિ; નવધા ભક્તિ; તે આઃ–

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

ભદ્ર–કલ્યાણ. એમાંનું એક જ અંગ "નામ સ્મરણ" અખિલ સુખ આપે છે તો બધાં અંગથી ભક્તિ કરવાથી કલ્યાણ થાય એમાં આશ્ચર્ય શું છે? ૭ નિર્ભયદા–અભયપદ આપનાર. શ્રવણાદિક–શ્રવણ વગેરે ભક્તિનાં નવ અંગ. ૮ વદન આલાપે–મોઢેથી બોલે. યમચર–જમના દૂત. આવું જ શાસ્ત્રવચન પણ છે કે,

सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वयम् । बद्धपरिकरस्तेषां मोक्षाय गमनं प्रति ॥

૯ જદ્વા તદ્વા–(सं. यद्वा तद्वा) ગમે તે કંઈ; ખરું ખોટું, ફાવે તેવું. સદ્ય–તરત જ. શ્રેય–કલ્યાણ. ૧૦ વ્યાસનંદન–વ્યાસ ભગવાનના પુત્ર શુકદેવજી. કયહું–કોઈ પણ ઠેકાણે.

વળત્તા શ્રી શુકદેવ વદે, સુણ પરીક્ષિત પુણ્ય પવિત્ર;
પૂર્વ તણી ઇતિહાસ કથા છે, તે તુજને કહું ચરિત્ર. ૧૧
વિંધ્યાચલની તળેટી વિષે, મુનિ અગસ્ત્ય કેરો વાસ;
તે નિત્ય શાલિગ્રામ સેવતા, કથા કહે એ પ્રકાશ. ૧૨
શ્રવણ કરે તે ગાથા આવી, સમીપ બેસે જેહ;
હું પણ એક સમે હુતો ત્યાં, શ્રવણ કરી કહું તેહ. ૧૩
કાનકુબ્જ અભિધાન દેશમાં, રહેતો બ્રાહ્મણ એક;
કુકર્મથી પડ્યું નામ અજામિલ, આદ્યે અતિશે વિવેક. ૧૪
જ્ઞાની હતો ગુણવાન ઘણો, નિજ ધર્મ વિષે સાવધાન;
સુશીળ દક્ષ દયાળુ તપસ્વી, પવિત્ર વિદ્યાવાન. ૧૫
ધ્યાની નેમી ધીરજવાન, સંતોષી ને ઘણો શાંત;
ક્ષમાવંત મૃદુ હૃદે મધુર ભાષણ કરતો અભ્રાંત. ૧૬
મહા મહદ્ કુળકેરી કન્યા, સુશીળ રૂપનિધાન;
પાણિગ્રહણ કર્યું હતું તેનું, ઘરમાં હતું ધન ધાન્ય. ૧૭
માતપિતાનું વચન પાળતો, કરતો ગુરુની સેવા;
પૂજ્ય અભ્યાગત ગો દ્વિજ, અર્ચન કરતો સરવે દેવા. ૧૮
પિતા વચનથી સમીધ લેવા, દ્વિજ જાતો હતો તે વનમાં;
અંતઃકર્ણ અમળ હતું એનું, વિકાર કંઈ ન હોતો મનમાં. ૧૯
એવો સાધુ શુદ્ધ હતો તેને, દુષ્ટ સંગે દુઃખ થાય;
દયો કહે તે માટે ડરજો, કમાયું ધન એળે જાય. ૨૦
ભવિષ્ય વાત તદપિ કયમ ભૂલે, થાવું લખ્યું એને ભ્રષ્ટ;
માર્ગ જાતાં એક શૂદ્રી શૂદ્ર, ક્રીડા કરતાં પડ્યાં દષ્ટ. ૨૧

૧૩ ગાથા–કથા; વાત. ૧૪ કાનકુબ્જ–(सं. कान्यकुब्ज) હાલનું કનોજ શહેર. અભિધાન–નામ. આદ્યે–પહેલાં. પહેલાં બહુ વિવેકી હતો. ૧૫ દક્ષ–ડાહ્યો; ચતુર. ૧૬ નેમી–નિયમી; નિયમ પાળનારો. મૃદુ–કોમળ. અભ્રાંત–ભ્રાન્તિરહિત; સંદેહ વગર. ૧૭ મહા મહદ્–ઘણું મોટું. પાણિગ્રહણ કર્યું–પરણ્યો. ૧૯ સમિધ–લાકડાં; યજ્ઞકુંડમાં હોમવાનાં કાષ્ઠ. અમળ–ચોખ્ખું; પવિત્ર. ૨૧ શૂદ્રી-શૂદ્ર–નીચ જાતિનાં સ્ત્રીપુરુષ.

વસ્ત્રગ્રંથી કટિમુક્ત થયેલી, નાથને બાથ ભરેલી;
કામિની કંઠે ધર્યો ભુજ પુરુષે, ચંદન લેપ કરેલી. ૨૨
મદ્યપાને મહામત્ત થયેલાં, બીજે કામ અંધકાર;
ત્રિજું તિમિર, શિર જાત નહિ, પછી ત્યાં શો વિવેક વિચાર. ૨૩
એહેવી વિકલ પતિ સહિત પુંશ્ચલી, પ્રત્યક્ષ દષ્ટે દીઠી;
ત્યાર થકી એ અજામિલને ઉર, વિષયવાસના પેઠી. ૨૪
સમિધ પુષ્પ કુશ આદે ઉપસ્કર, લાવ્યો પણ મહા કષ્ટે;
ત્યારથી વિકલ થયું ચિત્ત એનું, દુષ્ટ પડ્યાં પેલાં દષ્ટે. ૨૫
મંદિરમાં સામગ્રી સોંપીને, એકાંતે જઈ બેઠો;
વેહે વિહ્વળ થયો ભ્રષ્ટ થયું મન, પ્રાણ પુંશ્ચલીમાં પેઠો. ૨૬
જ્ઞાન વૈરાગ્ય વિવેક વડે ચિત્ત, રોકયું બહુ પ્રકારે;
તોપણ મન વશ નવ રહ્યું કોઈ પેરે, થયું લંપટ મહાબળ મારે. ૨૭
મોટા મોટા મુનિવરને ભમાવે, એવો કામ બળવંત;
તે આગળ એનું શું ગજું, કેમ ડગે નહિ કો ચંત. ૨૮

વલણ

ચિત્ત ચંચળ થયું મળવા, પુંશ્ચલી તનુ સંગ રે;
અન્ય કંઈ સૂઝે નહિ, એમ વાપ્યો અંગે અનંગ રે. ૨૯

## કડવું ૩ જું

### રાગ મેવાડો–ચાલ ચોપાઈ

શુકજી કહે સાંભળ રાય, દુષ્ટ સંગનો જે મહિમાય;
પછી નિપજી જે કંઈ વાત, તે તુજને કહું સુણ સાક્ષાત. ૧
અજામેલ લઈ કંઈ દામ, પછી ગયો તે સ્ત્રીને ધામ;
સ્નેહ કર્યો દ્રવ્ય આપ્યું હાથ, ભ્રષ્ટ થયો પછી તેની સાથ. ૨

૨૨ વસ્ત્રગ્રંથી-પહેરેલા લૂગડાની ગાંઠ. કટિમુક્ત–કેડેથી છૂટી ગયેલી. કામની–(સં. कामिनी) સ્ત્રી. ભુજ–હાથ. ૨૩ તિમિર–અંધારું. શિર જાત નહિ–ઉંચી જાતનાં નહિ. ૨૪ વિકલ-ભાન વગરની. પુંશ્ચલી–કામમાં આસક્ત; વ્યભિચારિણી સ્ત્રી. ૨૫ કુશ–દર્ભ; ડાભ. ઉપસ્કાર–પૂજાનાં સાધન. ૨૭ મારે–માર–કામદેવ તેને લીધે. ૨૮ ચંત–ચિત્ત. ૨૯ તનુ–શરીર. અનંગ–કામદેવ.

દિવસે દિવસે વાધી પ્રીત, વ્યભિચારીની છે એ રીત;
કોટિ પ્રકારે છૂટે નહિ, જાર આસક્તિ વાધી જહિ. ૩
પ્રતિ દિન ગુણકા માગે ધંન, આપ્યું હતું તે થયો નિરધંન;
ઘરનું દ્રવ્ય ખુટયું આપતાં, લજ્જા ના ધરી તસ્કર થતાં. ૪
લાવે ધન ચોરીને જેહ, ગુણકાને આપે સહુ તેહ;
પછે રહી નહિ છાની વાત, જાણી સહુ જગ થઈ વિખ્યાત. ૫
નાત જાતથી અળગો કર્યો, માતાપિતાદિકે કર નવ ધર્યો;
સ્વજન માત્રને આવ્યું ઝેર, પછી રહ્યો જઈ જુવતિ ઘેર. ૬
ધન માટે શ્રમ બહુ વિધ કરે, પાપ તણો ભય અણું નવ ધરે;
જાય દ્યૂત રમવાને ઠામ, ત્યાંથી પણ કંઈ લાવે દામ. ૭
કરે મજુરી મેહેનત બહુ, લાજ તજી ત્યાં ઘટતું સહુ;
લાવે પૈસો કોઈ પ્રકાર, પોષે પોતાનો પરિવાર. ૮
પુત્ર પ્રગટ નવ કીધા ત્યાંય, ખાંનપાન સહુ તેના માંહ્ય;
વટલ્યો વિકળ થયો અતિ ઘણું, શું કહું દુષ્ટપણું તે તણું. ૯
જનુની જનક પામ્યાં પરિતાપ, લીધો પરણી સ્ત્રીનો શ્રાપ;
ભ્રષ્ટ કરી બ્રાહ્મણ નિજ દેહ, ચૌરાદિક કૃતિ કીધી એહ. ૧૦
નીચ નારને હસ્તે જમ્યો, તેહેની સાથે રંગે રમ્યો;
સદા રહ્યો બાંધી ઘર સૂત્ર, તેહેને પેટ પ્રગટયો થઈ પુત્ર. ૧૧
પાપ વરણતાં ના આવે પાર, કેવળ પાતિકનો અવતાર;
શુકજી કહે સાંભળ રે રાય, પુરાણાન્તર એક ઈહાં કથાય. ૧૨
અજામેલ દ્વિજનો અવતાર, તેનું ચિન્હ કંઠે ત્રણ તાર;
કરણી તો કુશ્ચિત અતિ ઘણું, પણ વિશાળ હતુ તેનું આંગણું. ૧૩

૩ જાર–વ્યભચિારી. આસક્તિ–પ્રેમ; ચિત્તનું જોડાણ. ૪ તસ્કર–ચોર. ૬ સ્વજન–પોતાનાં સગાંવહાલાં. જુવતી–(સં. युवती) સ્ત્રી. ૭ દ્યૂત–જૂગટું; જુગાર. ૧૦ જનુની–(સં. जननी) માતા. જનક–બાપ. પરિતાપ–દુ:ખ. શ્રાપ–શાપ. ચૌરાદિક કૃતિ–ચોરી કરવા વગેરેનું કામ. ૧૨ પાતિક–પાતક; પાપ. ૧૩ કંઠે ત્રણ તાર–કોટમાં જનોઇનું ચિહ્ન. કુશ્ચિત–(સં. कुत्सित) ખરાબ; હલકા પ્રકારની.

સ્વચ્છ ચારુ એનો ચોતરો, ત્યાં એક તુલશી ક્યારો ખરો;
તીરથવાસી સાધુ કોઈ હતા, તે ત્યાં આવ્યા સ્થળ શોધતા. ૧૪
ચેષ્ટા કરવા સહુ પુરજને, મોકલ્યા અજામેલ ભોવને;
રાત્રિ માત્ર કરવા વિશ્રામ, આવી ઉતર્યાં તેણે ઠામ. ૧૫
સુંદર સ્થળ દીઠું હરિજન, તુલસી જોઇને માન્યું મન;
બેઠા સહુ દીધાં આસન, 'રામકૃષ્ણ' મુખે વદે વચન. ૧૬
દીઠો સાધુ જનનો વાસ, અજામેલ આવ્યો ત્યાં પાસ;
પૂછ્યું પ્રભુ ક્યાંથી આવીયા, અમ ઉપર કીધી બહુ દયા. ૧૭
સાધુએ કહ્યું નિશા વિશ્રામ, કરવાને આવ્યા આ ઠામ;
વાત કરી એમ ઘડી અધ ઘડી, એટલે સ્ત્રી પણ દષ્ટે પડી. ૧૮
પચ્યા પુત્ર દષ્ટે નવ સહુ, ભગવદી અચરજ પામ્યા બહુ;
દીસે છે કાંઈ મોટી ખોડ, પતિ પત્ની નથી જાતી જોડ. ૧૯
અજામેલે પણ કહી સહુ વાત, સુણી સાધુ સમજ્યા સાક્ષાત;
સરવ વિચારે નિજ મનમાંહ્ય, આપણ ક્યાંથી આવ્યા આંહ્ય. ૨૦
વારુ એમ હરિ ઇચ્છા હશે, પણ એની ગતિ તે કયમ થશે;
કંઈ જ્ઞાન કરીએ ઉપદેશ, મલીન ચિત્ત નવ લાગે લેશ. ૨૧
તો પણ કરવો કાંઈ પ્રકાર, જેથી થાય એનો ઉદ્ધાર;
અજામેલને કહે હરિજન, ગર્ભવંતી છે તુજ સ્ત્રીજંન. ૨૨
પુત્ર પ્રગટ થાશે એહને, નારાયણ કહેજે તેહને;
અન્ય ધરીશ નહીં તેનું નામ, નારાયણથી થાશે કામ. ૨૩
વાત એટલી સુણીને ત્યાંહાં, અજામેળ આવ્યો ઘરમાહાં;
સંતે પણ કંઈ કીધું સેન, ગોવિંદ ગાતાં વીતી રેન. ૨૪

૧૪ ચારુ–સુંદર; શોભિતો. ચોતરો–ચોક; ઓટલો. ૧૫ ચેષ્ટા કરવા–મશ્કરી કરવા. પુરજને–ગામના લોકોએ. ભોવને–(સં. भवन–ઘર) ઘેર. ૧૮ નિશા–રાત્રિ. વિશ્રામ–વિસામો. ૧૯ ભગવદી–(સં. भगवदीय) ભગવાનના ભક્તજન. જાતિ જોડ–એક જાતના. ૨૪ સેન–(સં. शयन) સૂઈ જવું તે. રેન–(સં. रजनी) રાત.

પ્રાતઃકાળે તો વૈષ્ણવ ગયા, અજામેલને કરીને દયા;
નિમિષ માત્ર પણ સાધુ સંગ, અફળ જાય નહીં વચન અભંગ. ૨૫
અન્ય પુરાણ તણી એ વાત, સબંધ* મળવા કહી સાક્ષાત.

### વલણ

સંબંધ મળવા કહી કથા, સતસંગનો મહિમાય રે;
સહેજે પણ કરુણા કરે હરિ, ભક્તિ અફળ ના જાય રે. ૨૬

## કડવું ૪ થું

### રાગ દેશાખ

શુકદેવ કહે સુણો રાય, આગળ નિપની તે કહું કથાય. ૧
સ્ત્રીને ઉદરે હતો જે ગર્ભ, તે તો પ્રગટ થયો સુત અર્ભ. ૨
આવ્યું વચન વૈષ્ણવનું કામ, માટે પાડ્યું નારાયણ નામ. ૩
અજામેલને પુત્ર એ પ્યારો, ક્ષણું માત્ર ના મૂકે ન્યારો. ૪
નવ સુતશું નહીં જેવો સ્નેહ, દશમાશું થયો તેહેવો સ્નેહ. ૫
લાડ પાલણ કરે બહુ પ્રીતે, રાખે યત્ને પ્રાણની રીતે. ૬
ખાનપાન સ્નાનાદિક સહુ, કરાવે પોતે પ્રીતે જ બહુ. ૭
તોતલી તોતલી સુતવાણી, સુણીને ઘણી મતિ લોભાણી. ૮
પામ્યો માયાના સુખમાં હર્ષ, એમ વીત્યાં અઠ્યાશી વર્ષ. ૯
એમ કરતા આવ્યો અંતકાળ, ક્ષણું પણ ના ભજ્યા ગોપાળ. ૧૦
સુતો મર્ણ સજ્જાએ જ્યાંહાં, યમદૂત આવ્યા ત્રણ જ ત્યાંહાં. ૧૧
સ્યામ વર્ણ વપુ વિક્રાળ, અજામેલે દીઠા તત્કાળ. ૧૨
રક્ત નેત્ર ભયાનક દંત, કેશ ભુંખરા ક્રોધી અત્યંત. ૧૩
ગ્રહ્યા ગુરજ દેવા જીવ ત્રાસ, હસ્ત વિષે ધર્યાં છે પાશ. ૧૪

૨૫ નિમિષમાત્ર–આંખના પલકારા જેટલો વખત. વચન અભંગ–એ વચન ખોટું નથી. * સબંધ–સંબંધ. ૧ નિપની–નિષ્પન્ન થઈ; બની. ૨ અર્ભ–બાળક. ૧૨ શ્યામ–કાળો. વર્ણ–રંગ. વપુ–શરીર. વિક્રાળ–(सं. विकराल) ભયંકર. ૧૩ રક્ત–રાતાં; લાલ. દંત–દાંત. કેશ–માથાના વાળ. ભૂખરા–ધૂળ જેવા પીળચટા રંગના. ૧૪ ગુરજ–એક જાતનું મારવાનું અણીદાર હથિયાર. પાશ–ગળામાં નાંખવાનો ફા...

તેણે બાંધ્યો અજામેલ તાણી, દુષ્ટ જાણી રીસ બહુ આણી. ૧૫
યમદૂતે કરી એવી ગત્ય, અજામેલ પામ્યો ભય અત્ય. ૧૬
છુટી ગયું ત્યહાં મળ મૂત્ર, દુઃખ દેખી પોકાર્યો પુત્ર. ૧૭
"ઓ નારાયણ! ઓરો આવ્ય, મુને આ ભયથી તું મુકાવ્ય." ૧૮
એમ પુત્રને કરતાં પોકાર, વિષ્ણુદૂત આવ્યા ધાઈ ચાર. ૧૯
"હાં હાં" શબ્દ કેહેતાં હરિદાસ, છોડી નાંખ્યા અજામેળ પાશ. ૨૦
યમદૂતને કર્યો તિરસ્કાર, મારી ધક્કા ને કાઢ્યા બાહાર. ૨૧
"કોણ છો, રે દુષ્ટ! રહો ક્યાંહે, કહો કેમ આવ્યા છો આંહે. ૨૨
મુખે નામ 'નારાયણ' જેને, પાપી કેમ બાંધો છો તેને?" ૨૩
એવું સુણીને બોલ્યા યમદાસ, મૃદુ વચન ધરીને ત્રાસ. ૨૪
અમો કિંકર યમના છઇએ, પતિ પ્રેરે ત્યાં અમો જઇએ. ૨૫
જે કોઈ પાપી જીવ હોય અત્ય, તેને દઇએ અમો દંડ સત્ય. ૨૬
ત્યારે વિષ્ણુદૂત બોલ્યા વાણી, એનું પાપ શું કહો વખાણી. ૨૭
તેનું સાક્ષી તે કોણ બતાવો, ક્યમ અન્યાય કરો છો આવો. ૨૮
આ તો જોતાં કેવળ છે અધર્મ, કરે એમ કેહેવો નૃપ ધર્મ. ૨૯
જો છો દૂત ધરમના તમો, આપો ઉત્તર પૂછું અમો. ૩૦
શું છે ધરમનું રૂપ તે ભાખો, છે અધર્મ કીયો કહી દાખો. ૩૧
ધર્મવક્તાનું શું છે સ્વરૂપ, કોહો શિખવ્યું હોય યમભૂપ. ૩૨
બિચારા જીવ દીન અનાથ, તેને ક્યમ પીડે તમ નાથ. ૩૩
વિના જોયે ન્યાય અંન્યાય, દુઃખ દે જીવને યમરાય. ૩૪
વિના વાંક પિતા સુત મારે, કોની આગળ જઈ તે પોકારે. ૩૫
વ્રથા પીડે પ્રજાને રાય, તો પ્રજા કોને શરણે જાય. ૩૬
તેવું માંડ્યું તમારે રાય, સંતાપે પ્રાણી વણ ન્યાય. ૩૭
એમ કરતા હશો નિત્ય તમો, દીઠું ત્યારે જાણ્યું આજ અમો. ૩૮

૧૬ ગત્ય–ગતિ. અત્ય–અતિ. ૧૮ ઓરો–પાસે. ૨૦ હરિદાસ–વિષ્ણુના પાર્ષદ. ૨૪ યમદાસ–જમના દૂતો. ૨૫ કિંકર–ચાકર; સેવક. પતિ–ધણી; માલિક, યમરાજા. પ્રેરે–મોકલે. ૨૯ નૃપધર્મ–રાજધર્મ, ઉત્તમ ધર્મ. ૩૨ ધર્મ-વક્તા–ધર્મની વાત કહેનાર.

એવું બોલ્યા ગોવિંદગણ જ્યારે, યમદૂત વધ્યા પછી ત્યારે. ૩૯
સ્વામિ સાંભળો વાત અમારી, આપ કોણ છો કોહોને વિસ્તારી. ૪૦
ચતુર્ભુજ દીસો રુડા રંગે, પીત વસન ધર્યાં છે અંગે. ૪૧
મસ્તક મુગટ કુંડળ શોભે કર્ણ, સુંદર નખશિખ ઉત્તમ વર્ણ. ૪૨
તુલસીમાળા તિલક શોભા સારી, શંખ ચક્ર ગદા પદ્મ ધારી. ૪૩
ભાસો છો મહા સમર્થ દક્ષ, કરો છો અજામેલની પક્ષ. ૪૪
તમો પૂછી અમોને જે વાત, તેનો ઉત્તર લ્યો સાક્ષાત. ૪૫
સ્વામી ધર્મનું રૂપ તો એહ, વેદે ભાખ્યું કરમ કરે તેહ. ૪૬
નથી નિગમે કહ્યાં જે કર્મ, તે આચરણ થાય એ અધર્મ. ૪૭
ધર્મવકતાનું પૂછ્યું જે રૂપ, તે તો વેદ નારાયણ સ્વરૂપ. ૪૮
અજામેલનાં પૂછ્યાં જે પાપ, સાંભળો તેનો કહું જવાપ. ૪૯
હુતો પ્રથમ તો પુણ્ય આચરણી, શુભ ધર્મ શકે કોણ વરણી. ૫૦
પછી બગડ્યો શૂદ્ર સ્ત્રીની સંગે, દુષ્ટ આચરણ કર્યાં બહુ અંગે. ૫૧
મહા દુષ્ટ ભ્રષ્ટતા અપાર, નથી પુણ્યનો અંશ લગાર. ૫૨
તેનું સાક્ષી પૂછ્યું કોણ જેહ, જણ બાર પ્રત્યક્ષ છે તેહ. ૫૩
પૃથ્વી અપ તેજ વાયુ ને વ્યોમ, દિશાદેવ સુરજ ને સોમ. ૫૪
ગાય સંધ્યા કાળ નિશદીશ, તે તો જાણે એનાં કિલમિષ. ૫૫
ઇત્યાદિક તો પ્રગટ દષ્ટે દેખે, અમ નાથ જ્ઞાનદષ્ટે પેખે. ૫૬

૩૯ ગોવિંદગણ–વિષ્ણુના પાર્ષદ. ૪૧ ચતુર્ભુજ–ચાર હાથવાળા. પીતવસન–પીળાં વસ્ત્ર. ૪૩ નખશિખ–પગના નખથી માથાની ચોટલી સૂધી. ૪૭ નિગમે–વેદમાં. ૫૪ અપ–પાણી. વ્યોમ–આકાશ. દિશાદેવ–દિશાઓના રક્ષક દેવો. જેવા કે, પૂર્વ દિશાનો દેવ ઇંદ્ર, પશ્ચિમનો વરુણ, ઉત્તરનો કુબેર, દક્ષિણનો યમ વગેરે. લીટી ૫૫–૫૬ ને બદલે એક પ્રતમાં એવો પણ પાઠ છે કે,

"પૃથ્વી અપ તેજ વાયુ ને વ્યોમ, દિશા દિગ્‌ગજ સૂર્ય ને સોમ;
સંધ્યા દિવસ કાળ ને ગાય, એવા દ્વાદશ સાક્ષી કહેવાય."

વળી બીજી લીટીને બદલે

"ગાયત્રી સંધ્યા કાળ નિશદિશ, તે તો જાણે એહનાં કિલ્મિષ"

એવો પણ એક બીજો પાઠ છે. સોમ–ચંદ્ર. ૫૫ કિલ્મિષ–પાપ. ૫૬ અમ નાથ–અમારા માલીક; યમરાજા.

પાપી પીઆનો શો અપરાધ, મિથ્યા શીદ ધરો શિર બાધ. ૫૭
એણે 'નારાયણ' કહ્યું જેહ, એના પુત્રનું નામ છે તેહ. ૫૮
દેખી અમને એને ભય આવ્યો, 'નારાયણ' કહી પુત્ર બોલાવ્યો. ૫૯
તમો તે સાંભળીને શું આવ્યા, વિના જાણ્યે અમોને દબાવ્યા. ૬૦
નથી ભાવે લીધું હરિ નામ, તમે છોડાવો એને શેં કામ. ૬૧

### વલણ

કામ છોડ્યાનું છે કશું, એ છે મહા પાપી ભ્રષ્ટ રે;
માટે લેઇશું એહને, ને દેઇશું બહુ કષ્ટ રે. ૬૨

## કડવું ૫ મું

### રાગ સિંધુ

શુકજી કહે સુણ ભૂપતિ, "હરિનામ મહીમા અતિ, સહુ ધર્મથકી અધિકો ઘણો રે."
યમચર વાણી સાંભળી, વિષ્ણુદૂત બોલ્યા વળી, વરણ્યો જશ હરિનામ તણો રે

### ઢાળ

હરિનામ મહિમા મહા મોટો, શું જાણો તમો મૂઢ;
મહદ્ મુનિ કવિ કંઇએક જાણે, એવો છે અતિ ગૂઢ. ૧
તમો કહ્યું એણે પુત્રભાવથી, ગ્રહ્યું નારાયણ નામ;
તોપણ સઘળાં પાપ પરજળ્યાં, સધર્યાં સર્વે કામ. ૨
અક્ષર ચાર નારાયણ જ્યમ ત્યમ, પણ મુખ બોલ્યો એહ;
પ્રાયશ્ચિત્ત સકળ કિલમિષનું કીધું નહીં સંદેહ. ૩
હરિનામે અઘ એક જનમનાં, ગયે શું અચરજ આણો;
એનાં માહા પાતિક કોટિક અવતાર તણાં ગત જાણો. ૪
પૂરણ નામ નારાયણનું, સઉ પાપ હરે ત્યાં શું કેહેવું;
એક વરણ હરિનામ તણો, સહુ દોષ દહે સદ્ય લેહેવું. ૫
ત્યારે યમગણ કહે સાધારણ પાપ નામ હરિ બાળે;
પણ એ મહા પાપીના મહા અઘ મોટા તે કેમ પ્રજાળે. ૬

૫૭ બાધ–વાંક; અટકાવ. ૬૧ ભાવે–ખરા ભાવથી; અંતઃકરણથી. ૪ ગત–ગયાં.
૫ સદ્ય–તરત જ. લહેવું–જાણવું; સમજવું. દહે–બાળે. ૬ યમગણ–જમના દૂત.

ભયવશ થઇને સુતસંકેતે, સહજ 'નારાયણ' ભાખ્યું;
એટલામાં જ તમે એનું કયમ, બંધન છોડી નાખ્યું. ૭
ત્યારે હરિજન કહે હે દુર્મતિ, વૃથા શું ડાહાપણ ડોહોળો;
વેદશાસ્ત્રમાં પ્રમાણ સઘળે, નામ માહાત્મ્યને ખોળો. ૮
અહો દૂત શ્રીકૃષ્ણ નામ તમો, સાધારણ રખે જાણો;
માહાત્મ્ય અપરમિત બળ અકળિત, કહીએ અમો સત્ય પ્રમાણો. ૯
તમો કહ્યું એક સહજ નામથી, કેમ છૂટે મહા પાપી;
એ શું પાતિક નામ તો નાંખે, અઘોર કિલમિશ કાપી. ૧૦
વિપ્રતણા ધનકેરો તસ્કર, મદ્યપાની પણ હોય;
મિત્રદ્રોહી વળી ગુરુપત્નીશું, રમણ કરતો કોય. ૧૧
માતપિતા હણનારો ગૌ–બ્રાહ્મણ–ગુરુ હત્યાકારી;
શિશુ પશુ સ્ત્રી નૃપ આદિક પણ, જેણે નાંખ્યા હોય મારી. ૧૨
આતતાયી ઇત્યાદિ દુષ્ટ હોય, જાતિ અધમ ચંડાળ;
તે પણ છૂટી સદ્ય શ્રેય પામે, ગાતાં શ્રીગોપાળ. ૧૩

૭ સુતસંકેતે–છોકરાને બોલાવવાને મિષે. ૯ અકળિત–કળી ન શકાય એવું. ૧૦ હરિનામ તો અઘોર–મહા ભયંકર પાપને કાપી નાંખે છે, તો અજામેળના પાપનો તે શો હિસાબ હતો? ૧૨ શિશુ–બાળક. ૧૩ આતતાયી–મનુષ્યવધ વગેરે ખરાબ કામ કરનાર જેવા કે:—

अग्निदोगरदश्चैव शस्त्रपाती धनापहः। क्षेत्रदारहरश्चैव षडेतेत्वाततायिनः॥ (क्षिरस्वामी)

(૧) ઘર વગેરેમાં આગ લગાડનાર, (૨) કોઇને ઝેર ખવડાવીને મારી નાંખનાર, (૩) હથિયારવડે કોઇનો ઘાત કરનાર, (૪) કોઈનું ધન હરણ કરનાર, (૫) કોઇનું ખેતર લઈ લેનાર, અને (૬) કોઇની સ્ત્રીનું હરણ કરનાર, એટલા આતતાયી કહેવાય છે. વળી શ્રીમદ્‌ભાગવતના ષષ્ઠમસ્કંધમાં કહ્યું છે કે,

स्तेनः सुरापो मित्रघ्नो ब्रह्महा गुरुतल्पगः। स्त्रीबालपितृहंतारो नोचपातकिनोऽपरे॥

ચોર, દારુ પીનાર, મિત્રને મારી નાંખનાર, બ્રહ્મહત્યા કરનાર, ગુરુસ્ત્રી સાથે સમાગમ કરનાર, સ્ત્રીહત્યારો, બાલહત્યા કરનાર, માબાપને મારી નાંખનાર, એનાથી મહા પાતકી બીજા કોઈ નથી. એ જ પ્રમાણે તૃતીયસ્કંધમાં પણ કહ્યું છે કે,

मातृहापितृहा गोघ्नो ब्रह्म आचार्यघातवान्।

પીડાથી વા પતન થાતાં, ભયવશ વા દે કોઈ માર;
આખડતાં વા હાંસી વિષે, કરતાં પુત્રાદિ પોકાર. ૧૪
રાગ આલાપ કરતાં વા, ગાથા પદ સ્થંભન ઠામે;
ત્રય તાપે વા શિથળપણે કે, પરાધીનતા પામે. ૧૫
સેહેજ આપત્તિ દીઠેથી, અહી ચોર પ્રેતાદિક ત્રાસે;
અચ્યુત નામ ઉચ્ચાર કરે તો, અઘ દુઃખ નાવે પાસે. ૧૬
જ્ઞાને અથવા અજ્ઞાને પણ, હરિ એહેવું કેહેવાય;
હોય દુષ્ટ ચિત્ત તદપિ અશેષે, કળિમળ પ્રલ્લે થાય. ૧૭
જાણ અજાણપણે પણ જેમ, અડતામાં અગ્નિ બાળે;
તેમ અનંત અભિધાનવન્હિ, સદ્ય કુકર્મકાષ્ટ પ્રજાળે. ૧૮
અમૃત આહાર થયો અજ્ઞાને, તોપણ અમર થઈ જાય;
એમ જાતિગુણ કૃષ્ણ નામનો, સેહેજે પણ સુખદાય. ૧૯

૧૪ પતન થાતાં–એકદમ જમીન ઉપર પડી જવાય તે વખતે. ભયવશ–બીક લાગે તે વખત. દે કોઈ માર–કોઈ માર મારે તે વખત. આખડતાં–ઠોકર ખાઈ પડી જતાં. હાંસી વિષે–મશ્કરીમાં પણ. કરતાં પુત્રાદિ પોકાર–છોકરા વગેરેને બોલાવતી વખત. ૧૫ રાગ આલાપ કરતાં–ગાયન ગાતાં. ગાથા–વાર્તા (વાર્તા કહેતી વખત). પદસ્થંભન ઠામે–પગ વાંકો પડવાથી એકદમ ઉભા રહેવું પડે તે વખત. ત્રય તાપે–આધિ, વ્યાધિ ને ઉપાધિ એ ત્રણ તાપ થાય તે વખતે. શિથિલપણે–શરીર નરમ થયું હોય ત્યારે. પરાધીનતા પામે–પારકાને તાબે થયા હોઇએ ને તેની ઈચ્છાથી ન છૂટકે બોલવું પડે ત્યારે. ૧૬ બીજી પ્રતમાં "સહજે આકૃતિથી દીઠેથી ચોરે એહ પ્રેતાદિક ત્રાસે" એવો પાઠ છે. સેહેજ આપત્તિ દીઠેથી–ઓચિંતું કંઈ દુઃખ આવી પડે ત્યારે. અહિ–સાપ. પ્રેતાદિક–ભૂત વગેરે. અચ્યુત–શ્રીકૃષ્ણ ભગવાન. અઘ દુઃખ–પાપનું દુઃખ. નાવે–ન આવે. ૧૭ અશેષે–સંપૂર્ણ. કળિમળ–કલિયુગનાં કુકર્મ. યમદૂત પ્રતિ શ્રી ભગવદ્વચન છે કે,

संकेते परिहासे वा स्तंभं हेलनमेव वा । वैकुण्ठनामग्रहणमशेषाघहरं विदुः ।

૧૮ અનંત–જેનો પાર ન પામી શકાય એવું. અભિધાનવહ્નિ–ભગવાનના નામરૂપી અગ્નિ. કુકર્મ કાષ્ઠ–નઠારાં કર્મરૂપી લાકડાં. પ્રજાળે–બાળે. પાંડવગીતામાં આવું જ વચન છે કે,

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः । अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः ॥

એક અક્ષર શ્રી કૃષ્ણતણો, જેટલાં મહા પાતિક ધોય;
જન્મથી મર્ણ લગી પ્રાણીથી, તેટલું પાપ નાં હોય. ૨૦
કોટી વર્ષનો અંધકાર, કોઈ મંદિરમાં હોય જ્યમ;
દીપ એક દીઠે સદ્ય નાશે, નામથકી અઘ ત્યમ. ૨૧
ભીતર બાહ્ય પ્રકાશ ઉભય સ્થળ, કૃષ્ણ કથ્યે મુખ થાય;
ઉમર દીપ ધરે જ્યમ આંગણ, સદન તિમિર સદ્ય જાય. ૨૨
ઉલટું વા અરધુ પણ જે કોઈ, રામ નામ આલાપે;
તે પણ થાય સફળ અઘ દુખ દહી, નિર્ભય પદ પ્રભુ આપે. ૨૩
અગ્નિકેરો તણખો પણ જ્યમ, કાષ્ઠ સકળને બાળે;
એમ નામ અરધું પણ દીધું, અશેષ અઘને ટાળે. ૨૪
ગુણિકા એક હતી મહા પાપી, દુષ્કૃતિની કરનાર;
તેણે પોપટ ભણાવતાં, 'રા'કાર કર્યો ઉચ્ચાર. ૨૫
મકાર મુખથી કેહેતાં પહેલી, પામી તે ત્યાં મર્ણ;
અર્ધ રામના નામ પ્રતાપે, પ્રાપ્ત થયાં હરિ ચર્ણ. ૨૬
અર્ધ નામનું પ્રકટ માહાત્મ્ય એ, સુણો અબળાનું કહીએ;
વેદશાસ્ત્ર પણ પ્રકટ પોકારે, સત્ય અમો પણ લહીએ. ૨૭
પડ્યું અવળું જેમ બીજ ક્ષેત્રમાં, તે પણ ઉગે સત્ય;
રામ નામ પણ ત્યમ ઉલટું, ફળ આપે મહીમા અત્ય. ૨૮

૨૧ નામથકી–શ્રીકૃષ્ણનું નામ લીધાથી. ૨૨ સદન–ઘર. ઉમરા ઉપર દીવો મૂકવાથી જેમ ઘરની અંદર અને આંગણામાં અજવાળું થાય છે, તેમ મુખમાં શ્રીકૃષ્ણનું નામ લીધાથી અંદર–હૃદયમાં અને બાહેર–જગતમાં પણ પ્રકાશ થઈ રહે છે. ૨૩ ઉલટું અથવા અરધું નામ લેવાથી પણ ફળ થાય છે. તેનાં દૃષ્ટાંત આગળ આપે છે. અર્ધું નામ લેવાથી ગુણિકા તરી છે, અને ઉલટું નામ લેવાથી પણ વાલ્મીકિનો ઉદ્ધાર થયો છે, એ સુપ્રસિદ્ધ છે. ૨૫ રાકાર–રામ શબ્દનો પહેલો અક્ષર રા. પોપટ ભણાવતી વખત ગુણકા "રામ" કહેવા જતાં રા અક્ષર બોલતાં જ મરણ પામી અને મ અધૂરો રહી ગયો. તે છતાં ભગવાને એટલા અર્ધા નામોચ્ચારથી જ તેને મોક્ષ આપ્યો. ૨૮ મહીમાં–પૃથ્વીમાં. અત્ય–અતિ; ઘણું. ખેતરમાં બી અવળું પડ્યું હોય તોપણ ઉગે છે. તેમ રામનું નામ ઉલટું લેવામાં આવે, તોપણ તે જગતમાં ઘણું ફળ આપે છે.

વાલ્મિક મુનિને સપ્ત ઋષિએ, ઉપદેશ કર્યો કહે રામ;
તે પણ નવ આવડીયું એવો, હુતો તે અઘધામ. ૨૯
'મરા મરા' મુખ રટણ કર્યેથી, સર્વ દોષ દુઃખ વામ્યો;
શત કોટી રામાયણ રચના, કીધી એ ગતિ પામ્યો. ૩૦
પ્રાયશ્ચિત્ત પાપ ટળવાનાં, મનુ આદિક સહુ ભાખ્યાં;
ચાંદ્રાયણ આદિક વ્રત કષ્ટો, સાધન બહુ વિધિ દાખ્યાં. ૩૧
જે વિધ અઘ હરિ નામ હરે, તે વિધ તેથી નવ જાય;
મૂળ વાસના રહે છે તેથી, પુનઃ પ્રકટ થાય. ૩૨
હરિ નામ સર્વ પાપ હરે, ને કર્મ વાસના કાપે;
દુઃખ દહે ને સંપત દે વળી, હરિપદ નિર્ભય આપે. ૩૩
સરળ ઘણું ને શ્રમ નહીં જેમાં, નહીં સાહિત્યનું કામ;
સામ્રથ બહુ સહુ સાધન કરતાં, એવું નારાયણ નામ. ૩૪
પરમ પવિત્ર પરમ દૈવત, એ આનંદ મંગળ રૂપ;
પરમ ભદ્ર એ પરમ ભાગ્ય, હરિ નામ દે હરિ સ્વરૂપ. ૩૫
બે અક્ષરનું કૃષ્ણ નામ પણ, સહુ સાધનનું ભૂપ;
સર્વ દ્રવ્ય જેમ રત્ન અંશ, ઝાઝાં લઘુ રત્નનું રૂપ. ૩૬
સર્વ દ્રવ્ય મણિમાં છે જ્યમ, ત્યમ નામ વિષે સાધંન;
કૃષ્ણ નામ ગ્રહે તેને વળતી, ન રહ્યું કરવું અન્ય. ૩૭
યજ્ઞ તપાદિક કર્મ અન્ય, મંત્રે નવ પૂરણ થાય;
સંપૂરણ હોય તદા જદા, હરિ નામ જો અંતે ગાય. ૩૮

૨૯ અઘધામ–પાપનો ભંડાર. ૩૦ "રામ" ને ઉલટું કરીને બોલીએ તો "મરા" થાય તેવો ઉચ્ચાર વાલ્મીકિ ઋષિએ કર્યો હતો. ૩૧ મનુ આદિક–મનુ ભગવાન્ વગેરેએ. ૩૪ સામ્રથ–સામર્થ્ય; બળ. ૩૫ દે હરિ સ્વરૂપ–હરિરૂપ બનાવે. ૩૬ સહુ સાધનનું ભૂપ–બધા સાધનમાં રાજા બરાબર; સૌથી શ્રેષ્ઠ સાધન. સર્વ......રૂપ–રત્નની કીંમત સૌથી વધારે હોય છે, તેથી સૌ દ્રવ્ય રત્નના અંશ ગણાય. તેથી દ્રવ્ય ઝાઝાં હોય તોપણ તે લઘુ–નાનાં જ કહેવાય છે. તે જ પ્રમાણે શ્રીહરિનામ એ રત્ન બરાબર છે, અને બીજાં સાધનો દ્રવ્યરૂપ હોવાથી તેનાથી ગૌણ છે. ૩૮ યજ્ઞ તપ વગેરે કર્મો મંત્રોચ્ચારથી પૂર્ણ થતાં નથી, પણ જ્યારે છેવટે શ્રીહરિના

કૃષ્ણ નામ છે પોતે પૂરણ, કરે અવરને પૂર્ણ;
કર્મ વિષે ન્યૂનાદિ દોષ તે, કૃષ્ણ નામ કરે ચૂર્ણ. ૩૯

**વલણ.**

ચૂરણ કરે સહુ દોષને, એવું શ્રીપતિનું નામ રે;
મુક્તિ આપે મનગમી, વળી ધર્મ અર્થ ને કામ રે. ૪૦

## કડવું ૬ ઠું

## રાગ ભીલડી

શુકજી કહે હરિ નામનો, નૃપ સુણી લે મહિમાય;
વિષ્ણુદૂત બોલ્યા વળી, હું કહું તેહ કથાય. ૧
ગોવિંદગણ કહે સાંભળો, તમે સહુ યમના દૂત;
નારાયણના નામનો, મહિમા છે અદ્ભુત. ૨
સર્વ ધર્મ સાધનનું ફળ, એ એકમાં ભાખ્યું;
અચ્યુત પદ ઇચ્છા કરે તે, એ જ થકી છે દાખ્યું. ૩
વિષયી મુમુક્ષુ મુક્તને પણ, નામ એ જ છે સાર;
બંધ મુક્ત જન સર્વેને એ, હરિ નામ અધિકાર. ૪
પરમ મહોત્સવ એહ છે, હરિ કીર્તન કરવું;
પરમ લાભ તે જાણવો, પ્રભુ નામ સમરવું. ૫
મહા રમ્ય રુચિકર ઉચિત, સત્ય તત્ત્વ તે એહ;
શોકાર્ણવ એ શોષણ કરે, નામ નહીં સંદેહ. ૬
માહા ઘોર સંસારને, પામી જન કોય;
તેહને વશ થયો થકો, કૃષ્ણ કેહેતો હોય. ૭

નામનો ઉચ્ચાર કરવામાં આવે છે ત્યારે જ તે તે કર્મો પૂર્ણ થયેલાં ગણાય છે. દરેક કર્મોને અંતે હરિસ્મરણ કરવાનો રિવાજ છે. શાંતિપાઠ ભણાય છે, એ પણ હરિનામકીર્તન જ છે.

यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ।
न्यूनत्वं पूर्णतां याति सद्यो वंदे तमच्युतम् ॥

૬ રમ્ય–સુંદર. ઉચિત–યોગ્ય. શોકાર્ણવ–શોકરૂપી સમુદ્ર. શોષણ કરે–શોષી લે; સૂકવી નાંખે.

તે સદ્ય તેથી મૂકાઇને, સહુ ભીતી વામે;
ભય તે જનને જોઇને, ઉલટો ભય પામે. ૮
વિષયાતુર મન કામના, ઇચ્છે વારે વારે;
ભ્રમ મતિ કાંઈ સૂઝે નહીં, અજ્ઞાનને અંધારે. ૯
તરવા ભવાર્ણવ તેહને, નૌકા છે એહ,
રામ નામ રટણ કરે, એમાં નહીં સંદેહ. ૧૦
કામી ક્રોધી લોભીઓ, માયાનો આસક્ત;
નિંદક વિશ્વાસઘાતકી, વૃથા વાણીનો વક્ત. ૧૧
અધમ ભ્રષ્ટ નિર્દય, કૃપણ હત્યારો દુષ્ટ;
મૂરખ દુર્બળ દરિદ્રી, પર સુખે અતુષ્ટ. ૧૨
આળસુ કાયર ક્લેશીયો, કપટી દુઃખ ધામ;
એવાને પણ તારવા, સમ્રથ હરિનું નામ. ૧૩
એવું નામ શ્રી કૃષ્ણનું, તેને જે નવ ગાય;
તે જન અધમ ને અભાગીયા, ચંડાળ તે કહેવાય. ૧૪
તે ચંડાળ મટે સર્વથા, જેને મુખે રામ નામ;
તપ યજ્ઞ તીરથ તેણે કર્યાં, જે સર્વ ધરમનું ધામ. ૧૫
વેદ શાસ્ત્ર તેણે ભણ્યાં, યોગ અષ્ટાંગ સાધ્યા;
જ્ઞાન ધ્યાન કરી ધારણા, ઈશ તેણે આરાધ્યા. ૧૬

૮ હરિનામ લેનારને જોઇને ભય ઉલટો ભય પામે, અર્થાત્ તેની પાસે કોઈ જાતનો ભય આવે જ નહિ. ૯ વિષયાતુર–વિષય સુખની લાલસાઓમાં પીડાતો. ૧૦ ભવાર્ણવ–સંસારરૂપી દરિયો. સંસારરૂપી દરિયો તરવાને માટે શ્રીહરિનું નામ, એ જ નૌકા–હોડીરૂપ છે. ૧૧ માયાનો આસક્ત–માયામાં લપટાઈ રહેલો. વૃથા વાણીનો વક્ત–જૂઠું વચન બોલનાર. ૧૨ પરસુખે–પારકાના સુખમાં. અતુષ્ટ–સંતોષ ન માનનારો; અદેખો. ૧૫ બીજી પ્રતમાં એવો પાઠ છે કે "તે ચંડાળ મોટો સર્વથા, જેને મુખ નહિં રામ નામ." શ્રીમદ્ભાગવત તૃતીયસ્કંધે દેવહૂતિ પ્રત્યે કપિલદેવનું વચન છે કે,

अहो बत श्वपचतो गरीयान् यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम् ।

વળી ગીતામાં પણ ભગવદ્વાક્ય છે કે,

अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ॥

૧૬ યોગ અષ્ટાંગ–આઠ પ્રકારના યોગ; યમનિયમાદિ.

તેણે સુક્રીત જપ વ્રત કર્યાં, તે પવિત્ર ને દાની;
તે પંડિત હરિભક્ત, તે નેમી વિજ્ઞાની. ૧૭

જીવનમુક્ત તેહેને જાણવો, સહુ સાધન ધામ;
સ્નેહ સહિત સદા જે જને, રટચું કૃષ્ણનું નામ. ૧૮

ગ્રહણ સમે કાશી વિષે, કરે કોટી ગૌ દાન;
કોટી માઘ માસ પ્રયાગમાં, કરે ગંગા સ્નાન. ૧૯

અયુત સોમ યજ્ઞ પણ કરે, મેરુ સમ હેમ દાન;
તોહે ના આવે સહુ મળી, હરિ નામ સમાન. ૨૦

કન્યા દાન હય ગજ રત્ન, મણિ ભૂમિ આપે;
વસ્ત્ર આભૂષણ દ્રવ્ય દેઈ, દીનનાં દુઃખ કાપે. ૨૧

અન્ન ઉદક સુવાસ દે, ઇચ્છા ફળ દાન;
તો પણ તે આવે નહીં, કૃષ્ણ નામ સમાન. ૨૨

પડે ચઢી ગિરિ શિખરથી, કરે પંચાગ્નિ સેવા;
પૃથવી પરિક્રમા સહુ કરે, મખ હયમેધ જેવા. ૨૩

૧૭ સુક્રીત–સુકૃત; સારાં કામ. દાની–દાન આપનાર. નેમી–નિયમી; નિયમ પાળનાર. ૧૮ જીવનમુક્ત–જીવતાં જ મુક્તિ પામેલો; સંસાર ઉપરથી જેની આસક્તિ તદ્દન ઉઠી ગઈ હોય અને જેને પ્રભુ સાક્ષાત્કાર થયો હોય તે. સહુ સાધનધામ–બધાં સાધનોનું સ્થાન. શ્રીવિષ્ણુસહસ્રનામમાં વચન છે કે,

योगो ज्ञानं तथा सांख्यं विद्याः शिल्पादि कर्म च ।
वेदः शास्त्राणि विज्ञानमेतत् सर्वं जनार्दनात् ॥

૧૯ માઘ માસ–માઘ માસમાં તીર્થક્ષેત્રમાં સ્નાન કરવું તે. ૨૦ અયુત–દશ હજાર. હેમ–સોનું. પાંડવગીતામાં પણ કહ્યું છે કે,

गोकोटिदानं ग्रहणे तु काशी । मकरप्रयागेऽयुतकल्पवासी ॥
यज्ञायुतं मेरुसुवर्णदानम् । गोविंदनामानि तदस्ति तुल्यम् ॥

૨૧ હય–ઘોડો. ગજ–હાથી. ૨૨ ઉદક–પાણી. સુવાસ–સુગંધી પદાર્થો. ઇચ્છાફળ–જેની જે ઇચ્છા હોય તે તેને આપવું તે. ૨૩ પંચાગ્નિ–દેવતાની પાંચ ધુણીઓ કરી વચ્ચે બેસી તપ કરવું તે. પરિક્રમા–પરિક્રમણ; પ્રદક્ષિણા કરવી તે. હયમેધ–અશ્વમેધ.

દેહદમન બહુ વિધ કરે, સાધન કોટી જુક્તિ;
તો પણ નામ અચ્યુત વિના, પામે નહીં મુક્તિ. ૨૪
સાધન છેક જૂઠાં નથી, બળ સમ ફળદાય;
પણ હરિ નામ પ્રતાપ બહુ, માટે સમતા ના થાય. ૨૫
ચંદ્ર તારા દીપ દીપિકા, જે વિધ્યે તમ કાપે;
વીર્ય પોતાના માફકે, તે પ્રકાશ તો આપે. ૨૬
પણ ના ટળે નિશા કોઇથી, તે સુરજ જેમ ટાળે;
તેમ હરિ નામ સાધન સહુ, જુઓ જ્ઞાન અજવાળે. ૨૭
કૃષ્ણ નામ ગુણ છે ઘણા, ભગવદી જન જાણે;
રાત દિવસ ના મુકે કદા, અન્ય મન ના આણે. ૨૮
જેમાં વિચિત્ર વાણી ઘણી, પદ લાલિત્ય સારું;
પણ હરિ નામ જેમાં નથી, તે તો સઘળું નઠારું. ૨૯
કાગ તીરથ તેને કહે, મોટા મુનિવર જ્ઞાની;
સ્પર્શ તેને કરતા નથી, અપવિત્રતા માની. ૩૦

૨૪ નામ અચ્યુત વિના—શ્રીહરિના નામ વગર. આવું જ શ્રીમદ્ભાગવતની ટીકામાં શ્રીધરસ્વામીએ પણ કહ્યું છે કે,

तपन्तु तापैः प्रतपन्तु पर्वतैरटन्तु तीर्थानि पठन्तु चागमान् ।
यजन्तु यागैर्विविधैस्तु योगैर्हरिं विना नैव मृत्युं तरन्ति ॥

૨૫ બળસમ ફળદાય—બધાં સાધન પોતપોતાના બળ પ્રમાણે ફળ આપે છે. સમતા—સમાનતા; બીજાં સાધન સાથે સરખામણી. ૨૬ વિધ્યે—વિધિયે; રીતે. તમ—અંધારું; અજ્ઞાન. વીર્ય પોતાના માફકે—પોતાના બળ પ્રમાણે. ૨૭ નિશા—રાત્રી. જુઓ જ્ઞાન અજવાળે—જ્ઞાનના અજવાળાવડે જુઓ; અથવા જુઓ કે તે (હરિનામનું સાધન) જ્ઞાનને પણ અજવાળે છે, પ્રકાશ આપે છે. કારણ કે હરિનામ એ જ સહુ સાધનનું સાધન છે. ૨૮ ભગવદી—ભગવદીય; ભગવાનના જન; વૈષ્ણવ. ૨૯ જે વાણીમાં વિચિત્ર રચના હોય અને પદલાલિત્ય—શબ્દોની સુંદરતા પણ સારી હોય, છતાં પણ તેમાં જો હરિનામ ન હોય તો તે બધું નકામું છે. ૩૦ એવી વાણી તે **કાગતીર્થ**—અપવિત્ર વસ્તુ જેને મોટા જ્ઞાની મુનિવર સ્પર્શ કરતા નથી.

ગિરા અબાધ્ય અગમ્ય છે, છંદ ગણુ દોષ ભારી;
પદે પદે કૃષ્ણુ નામ છે, તો કથા તે સારી. ૩૧
ભગવદી જન તેને ભાવશું, સાંભળે ગ્રહે ગાય;
જેમાં જશ જુગદીશના, માટે મન લોભાય. ૩૨
કૃષ્ણુ નામ રસ જે પીએ, તેને અન્ય ના ભાવે;
જીવનમુક્ત પણુ એ જપે, બીજું મન ના લાવે. ૩૩
શા માટે તે સાંભળો, કારણુ કહું તેહેનું;
સહુ મૂકી હરિ નામમાં, લોભ્યું મન જેહેનું. ૩૪
વારે વારે વેદશાસ્ત્રનો, જેણે કીધો વિચાર;
ઉપનિષદના અર્થનો, જોયો છે પણુ સાર. ૩૫
તત્ત્વ તેમાંથી એ નીકળ્યું, નિશ્ચે શ્રી કૃષ્ણુ નામ;
એ સરખું એકે નહીં, મન પૂરણુ કામ. ૩૬
માટે છોડી સહુ ધરમને, હરિ નામે લોભાયા;
શેષ શંકર નારદાદિકે, સદા હરિ ગુણુ ગાયા. ૩૭
જે નવ સમજે માહાત્મ્યને, તેણે એમ જ લેહેવું;
સાર માટે મોહોટે ગ્રહ્યું, માટે હરિ હરિ કેહેવું. ૩૮
વિના શ્રમે સુખ છે ઘણું, મન ભાવે માણો;
સર્વસ્વ ધન હરિ નામ છે, તે સરવે કોઈ જાણો. ૩૯
પરમ ગુરુ હરિ નામ છે, સ્વામી પણુ એ નામ;
કૃષ્ણુ નામ સત સંગ છે, નામ એં જ વિશ્રામ. ૪૦

૩૧ ગિરા–વાણી. અબધ્ય–બાંધી ન શકાય એવી; બંધન વગરની, પ્રબંધ દોષવાળી. અગમ્ય–ન સમજાય એવી; ફૂટ. છંદ–કાવ્યનાં વૃત્ત; શાર્દૂલ, વસંતતિલકાદિ. ગણુ–છંદશાસ્ત્રમાં કહેલા અક્ષરસમૂહો; મગણુ યગણુ રગણુ સગણુ તગણુ જગણુ ભગણુ ને નગણુ એવા આઠ છે. જેમાં છંદ અને ગણુદોષ હોય; સમજાય ના એવી હોય અને પ્રબંધ દોષવાળી હોય, છતાં તેમાં જો પદે પદે કૃષ્ણુ નામ હોય તો તે વાણી સારી જ છે. ૩૭ ગુણગાને યથાપ્રીતિઃ ઇત્યાદિ શ્રીમદ્ભાગવતમાં પણુ કહ્યું છે.

૩૮ મહાજનો યેન ગતઃ સ પન્થાઃ એ નીતિવાક્ય છે.

નામ વેદ નામ શાસ્ત્ર છે, નામ સર્વ પુરાણ;
હરિ નામ જીવન જાણવું, નામ વલ્લભ પ્રાણ. ૪૧
કૃષ્ણ નામ સહોદર સહુ, નામ માત ને તાત;
જ્ઞાતિ કુટુંબ એ નામ છે, નામ સખા ને ભ્રાત. ૪૨
કૃષ્ણ નામ દ્રવ્ય જાણવું, રામ નામ વિદ્યાય;
નામ ભૂષણ નામ શિરમણિ, નામે પોષણ કરાય. ૪૩
રામ નામ જ્ઞાન જાણવું, ધ્યાન જપ તપ જોગ;
તીરથ નેમ વ્રત નામ છે, હરિ નામ સુભોગ. ૪૪
અચ્યુત નામ સ્વધર્મ છે, નામ બુદ્ધિ વિવેક;
કૃષ્ણ નામ મંત્ર જાણવો, નામ યજ્ઞ અનેક. ૪૫
સુકૃત દાન હરિ નામ છે, નામમાં સહુ ધર્મ;
સર્વે અર્થ એથી સરે, કોઈ જ જાણે મર્મ. ૪૬
એવું સમ્રથ હરિ નામ તે, અજામેળે લીધું;
પ્રાયશ્ચિત્ત કોટી જન્મનાં, અઘનું એણે કીધું. ૪૭
સર્વ એને પૂરણ થયું, તુન્ય નથી અણું માત્ર;
મન ગમતી મુક્તિ પામવાને, થયો છે એ પાત્ર. ૪૮
લેઈ જઇએ હવડાં અમે, એને વૈકુંઠ ધામ;
પણ પ્રભુની આજ્ઞા નથી, માટે કરીએ ના કામ. ૪૯

૪૩–૪૬ પાંડવગીતામાં પણ કહ્યું છે કે,

निमिषं निमिषार्धं वा प्राणिनां विष्णुचिंतनम् ।
कृतकोटिसहस्राणां ध्यानमेकं विशिष्यते ॥ ७३ ॥
मनसा कर्मणा वाचा ये स्मरन्ति जनार्दनम् ।
तत्र तत्र कुरुक्षेत्रं प्रयागं नैमिषं वनम् ॥ ७४ ॥
आलोड्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः ।
इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥ ७५ ॥
शरीरं नव छिद्राणि व्याधिदुःखकलेवरम् ।
औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः ॥ ७६ ॥

૪૮ તુન્ય–ન્યૂન; ઓછાપણું.

માટે તમે જાવો આંહાં થકી, આવ્યા છો તેવા;
સ્વામી પ્રેર્યાં અમો આવશું, ફરી એને લેવા. ૫૦
જો આંહાં ફરિ કદિ આવશો તો, ખાશો તમો માર;
હરિ નામ લે ત્યાં તમતણો, છે નહિ અધિકાર. ૫૧

### વલણ

"અધિકાર નહિ ત્યાં તમતણો, સાંભળો સહુ યમભૃત્ય રે;
વૃથા વાયક વદતા નથી, તે માનજો તમો સત્ય રે." ૫૨

## કડવું ૭ મું

### રાગ સોરઠો

શુકજી વળતા બોલીઆ વળી, સાંભળ પરિક્ષત રાયજી;
ત્યાર પછી ક્યમ નિપજ્યું તે, હું કહું તુજને કથાયજી. ૧
વિષ્ણુ ભક્તનાં વચન સુણીને, ધર્મ યુક્ત અદ્ભુતજી;
સંયમની નગરી પ્રત્યે પછી, ગયા સરવ યમ દૂતજી. ૨
શ્રી હરિજન વૈકુંઠ પધાર્યા, અજામેળ રહ્યો ત્યાંહેજી;
સુખ થયું પછી ચેતના આવી, ત્યારે વિચાર્યું મનમાંહેજી. ૩
"આ મ્હેં શું અવલોકયું હવડાં, સ્વપ્ન હશે કે સત્યજી;
કે મ્હેં કોઇની માયા દીઠી, કે ભ્રમ પામી મત્યજી." ૪
વળી વિચાર કર્યો મન સાથે, ન હોય માયા ના સ્વપ્નજી;
ના ના ભ્રમબુદ્ધિ પણ નથી, થયાં પ્રત્યક્ષ દરશનજી. ૫
ત્રણ જણ કો આવ્યા ભયંકર, બાંધ્યો તેણે મુને તાણીજી,
મ્હેં ભય પામીને પુત્ર પોકાર્યો, કહી નારાયણ વાણીજી. ૬
તે સુણી ચાર ધાઈ આવ્યા હુતા, કોઈ સ્વજન રૂપ પણ સારાજી;
તેણે દુષ્ટને અળગા કીધા, ને બંધન છોડ્યાં મારાંજી. ૭

૫૨ યમભૃત્ય--યમરાજના સેવકો. ૨ સંયમની–યમરાજની નગરી. ૩ ચેતના–શુદ્ધિ; ભાન. ૪ મત્ય–મતિ; બુદ્ધિ. ૭ સ્વજન–પોતાના માણસ; આપ્ત–અહીં વિષ્ણુના પાર્ષદ. દુષ્ટ–પાપી; અહીં યમના દૂત.

શ્રી નારાયણનું નામ વખાણ્યું, તે મેં દીઠું પ્રત્યક્ષજી;
તે માટે મને ભયથી મૂકાવ્યો, ને કીધી મારી પક્ષજી. ૮
વચન પરસ્પર તે જમ બોલ્યા, તે હજુ સ્મરણે મુજનેજી;
દુષ્ટે તો માહારું પાપ પ્રકાશ્યું,નામ માહાત્મ્ય કહ્યું સ્વજનેજી. ૯
એ તો એજ નિશ્ચે થયું મુજને, પેલા ચાર તો હરિદાસજી;
ત્રણ ક્રૂર તે યમના કિંકર, જેણે દીધો મુને ત્રાસજી. ૧૦
તેણે મુને પીડ્યો તે ન્યાયે, મ્હેં કીધાં ઘણાં પાપજી;
પુત્રભાવે પણ કહ્યું નારાયણ, છુટ્યો હું તે જ પ્રતાપજી. ૧૧
સુતનું નામ નારાયણ એહેવું, હરિભકતે જે ધરાવ્યુંજી;
આજ તેનું હું કારણ સમજ્યો, અંતકાળે કામ આવ્યુંજી. ૧૨
દુષ્ટ હુતો હું તે માટે મુને, કીધો ના જ્ઞાન ઉપદેશજી;
તોહે મને ઉપકાર કર્યો આ, જેણે ટાળ્યા મારા ક્લેશજી. ૧૩
ધન ધન રે હરિજન સાધુ, મ્હારું કલ્યાણ તમે કીધુંજી;
જુક્તિ કરી મુને હરિ કેહેવરાવ્યું, તેથી કારજ મારું સીધ્યુંજી. ૧૪
ધન્યધન્ય રે હરિ નામનો મહિમા, પુત્ર સંકેતે મ્હેં ભાખ્યુંજી;
તોપણ માહા ભયથી મૂકાવ્યો, પાપ બાળી ફળ દાખ્યુંજી. ૧૫
સેહેજે નારાયણ કહ્યાનો, જો મહીમા છે આવોજી;
ભાવ સહિત જો ભજન કરું તો, મળે મુને ઘણો લાહાવોજી. ૧૬
વૃથા જનમ મેં ખોયો સઘળો, પ્રોયો વિષયમાં પ્રાણજી;
હાવાં પણ હરિ નામ જપું કંઈ, થાય માહારું કલ્યાણજી. ૧૭
એહેવું નિશ્ચે મનમાં ધાર્યું, પછે થયો આરામજી;
કંઇએક દિવસ રહ્યો ઘરમાં, પછી કર્યું એણે એ કામજી. ૧૮
પત્ની પુત્ર કહ્યું નહીં કોને, ગયો અચાનક ત્યાંહેજી;
માયાપુરી હરિદ્વાર વિષે, શ્રી ગંગાજી વેહે જ્યાંહેજી. ૧૯
સર્વ સંસારથકી ચિત્ત કાઢીને, જોડ્યું શ્રી હરિને ચરણેજી;
દીન ભાવે મન પ્રીતિપૂર્વક, ગયો શ્રી કૃષ્ણને શરણેજી. ૨૦

૧૭ પ્રોયો–પરોવ્યો. ૧૯ હરિદ્વાર–હરદ્વારને બદલે મૂકયું છે.

ગંગા સ્નાન કરે નિત્ય ભાવે, ભગવત નામ ઉચ્ચારેજી;
સર્વ વાસના શાંત પમાડી, ધ્યાનમાં હરિને ધારેજી. ૨૧
એમ કરતાં થોડા દિવસમાં, મૂક્યો અજામેલે દેહજી;
વૈમાન લઈ વિષ્ણુગણુ આવ્યા, આવ્યા હુતા તેના તેહજી. ૨૨
અજામેલને કૃષ્ણુપારષદે, બેસાડ્યો વિમાનેજી;
લઈ ગયા વૈકુંઠ વિષે, પ્રભુ પાસે બહુ સન્માનેજી. ૨૩
અજામેલને સારૂપ્ય મુક્તિ, કૃપા કરીને આપીજી;
સેહેજે નારાયણુ નામ પ્રતાપે, અઘ દુઃખ નાખ્યાં કાપીજી. ૨૪
શુકજી કહે હરિ નામનો મહિમા, એવો છે સાંભળ રાયજી;
સુત પુરાણીએ શૌનકાદિકને, પણુ એ કહ્યો મહિમાયજી. ૨૫
પરિક્ષતે વળી શુકજીને પૂછ્યું, કોહો મુનિ જન તે વાતજી;
ધર્મદૂત ગયા યમ પાસે, ત્યાં થયું જેમ સાક્ષાતજી. ૨૬
નૃપનાં વચન સુણી શુકજી કહે, સાંભળ ભૂપ તું તેહજી;
ધર્મરાયની પાસે આવ્યા, દૂત વળ્યા ત્યાંથી જેહજી. ૨૭
દંડ પાશ તેણે ધર્ણું પછાડ્યા, સમીપ ધર્મ નરેશજી;
આજ પછી અમો કયહું નહીં જઈએ, કરવા માંડ્યો ક્લેશજી. ૨૮
શીદ અમોને મોકલીયા તમો, અજામેલને લેવાજી;
હુકમ તમારો ત્યાં નવ ચાલ્યો, તમો રાજા તે કેવાજી. ૨૯
અમો જઈ અજામેલને બાંધ્યો, સાંભળીએ નૃપ વાતજી;
ભય પામી એણે પુત્ર પોકાર્યો, જોઈ અમને સાક્ષાતજી. ૩૦
તે સુત નામ નારાયણ હતું, માટે નારાયણ ભાખ્યુંજી;
તે સુણી ચાર પુરુષ કોઈ આવ્યા, બંધન છોડી નાખ્યુંજી. ૩૧
કંઠ ગ્રહી કાઢ્યા બાહાર અમોને, આબરુ લીધી અમારીજી;
લેશ માત્ર તેણે નવ રાખી, આમન્યા ભૂપ તમારીજી. ૩૨

૨૪ સારૂપ્ય–પ્રભુના જેવું જ રૂપ પ્રાપ્ત થાય અને સંસારથી છૂટી જવાય તે; મુક્તિ ચાર પ્રકારની છે: (૧) સાલોક્ય, (૨) સારૂપ્ય, (૩) સાયુજ્ય, અને (૪) સામીપ્ય. ૨૬ ધર્મદૂત–યમરાજના દૂતો. ૨૮ ધર્ણું–(સં. ધરણી જમીન) પૃથ્વી ઉપર. કયહું–કોઈ પણ ઠેકાણે. ૩૨ આમન્યા–મર્યાદા.

તે કહે સેહેજ નારાયણુ કહેતાં, ગયાં એનાં સહુ પાપજી;
ઝાઝી વાત તમને શું કહીએ, કહ્યા કઠોર જવાપજી. ૩૩
આજ લગી અમો એમ જાણુતા, જે તમો સર્વના રાયજી;
દેખ્યું તમોથી તે મોટા, જેણે અમને કરી શિક્ષાયજી. ૩૪
એવું હતું ત્યારે શીદ મોકલ્યા, ત્યાં અમને મહારાજજી;
તમને પણ નીચા પાડ્યા, ને ગઈ અમારી લાજજી. ૩૫

## વલણ

લાજ નવ રહી અમારી, અમો હાવાં કયહું જઇશેં નહીં;
કહ્યું દૂતે ધરમને, હવે અમને નવ કહેશો કંઈ. ૩૬

## કડવું ૮ મું

### રાગ મનગમતો

શુકજી કહે નૃપ સાંભળો, સુણ્યાં દૂત વચન;
તે પ્રત્યે પછી બોલીયા, ત્યાંહાં ધરમ રાજન. શુકજી. ટેક ૧
ધરમ કહે સુણો સહુ મળી, સુત માહારા વચન;
ધીરા થાઓ મૂકો ક્રોધને, કરો પ્રસન્ન વદન. શુકજી. ૨
પુત્રભાવે નારાયણુ કહ્યું, સુણી આવ્યા જે ચાર;
તે તો હશે દૂત હરિતણા, નિશ્ચે કીધો વિચાર. શુકજી. ૩
તેણે વાર્યા તમને તે તણું, દુખ ધરશો ના ચિત્ત;
તે તો મુને પણ શિક્ષાં કરે, એવા છે બળવંત. શુકજી. ૪
તેણે કહ્યું તે વૃથા નહીં, તે કરે ના અન્યાય;
જાણે વેદ ધર્મ શાસ્ત્રને, તે જે કરે તે ન્યાય. શુકજી. ૫
હરિ નામે અઘ સહુ બળ્યાં, ખરું તે વૃથા નહીં વચન;
નામ માહાત્મ્ય અતિ ગૂઢ છે, શું જાણે અન્ય જન. શુકજી. ૬
નારાયણુ નામ માહાત્મ્યને, જાણીએ અમો બાર;
કીયા કીયા તે સાંભળો, કરું નામ ઉચ્ચાર. શુકજી. ૭

૩૬ જઇશેં-જઇશું. (ડભોઇ ચાંડોદ તરફ એવો પ્રયોગ વપરાય છે.)

બ્રહ્મા[૧], નારદ[૨], શિવજી[૩], તથા સનકાદિક[૪] જેહ;
કપિલ[૫], વ્યાસ[૬], પ્રહ્લાદજી[૭], જનક[૮], ભીષ્મ[૯] છે તેહ. શુકજી. ૮
બળિ રાજા[૧૦], શુકદેવજી[૧૧], ને અમો[૧૨] એ બાર;
એટલા જાણીએ માહાત્મ્યને, હરિ નામ ઉચ્ચાર. શુકજી. ૯
તે તો અમોથી જાણે ઘણું, એમાં નહીં સંદેહ;
સદા શ્રીનાથ સમીપ રેહે, વૃથા બોલે નહીં તેહ. શુકજી. ૧૦
પરમેશ્વર જેના પતિ, સહુના અધિપત્ય;
કોટી અનંત બ્રહ્માંડના, પ્રભુ અકળિત ગત્ય. શુકજી. ૧૧
સરવ વિધે સમ્રથ હરિ, જેહેનો મહિમા અપાર;
રાજાધિરાજ તેહ છે, કરે વેદ પોકાર. શુકજી. ૧૨
શેષ શંકર વિધિ સરિખડા, એની આજ્ઞા આધીન;
કોણ માત્ર હું તે આગળે, જે બિચારો દીન. શુકજી. ૧૩
એવું કહી હરિની સ્તુતિ, કરી ધરમ રાજન;
પાણી જોડી પ્રણામ કરીને, કહ્યાં દીન વચન. શુકજી. ૧૪
"શ્રી પ્રભુ દીનદયાળ છો, ક્ષમા કરો અપરાધ;
અજ્ઞાની દૂત માહરા, તેણે કીધો બાધ. શુકજી. ૧૫
દૂતના દોષ તે માહરા, તેમાં નહીં સંદેહ;
તે તો મારી આજ્ઞાએ કરે, માટે ભૂલ્યો હું એહ. શુકજી. ૧૬
મહિમા તમારો અનંત છે, કોઈ પામે નહીં અંત;
ઓજ તમારા નામનું, છે અકળિત ભગવંત." શુકજી. ૧૭
એમ સ્તુતિ બહુ વિધે કરી, કર્યાં કોટિ પ્રણામ;
દૂત પ્રતિ પછી બોલીયા, વરણવ્યું હરિ નામ. શુકજી. ૧૮

૯ અમો–યમરાજ પોતે. ૧૦ તે તો--શ્રીવિષ્ણુના પાર્ષદો જે અજામેલને છોડાવવા આવ્યા હતા તે. ૧૧ અધિપત્ય–અધિપતિ; માલિક. ગત્ય–ગતિ. ૧૨ સમ્રથ–સમર્થ; જોરાવર. રાજાધિરાજ–રાજાઓના પણ રાજા; સર્વેશ્વર. ૧૩ તે આગળે–તે શ્રીહરિની આગળ. દીન–ગરીબ. ૧૭ ઓજ–( સં. ओजस् ) વીર્ય; તેજ; બળ. यस्य नाम महद्यशः इति श्रुतेः

"અરે પુત્ર તમો કહો મુને, પૂછું છું તે સત્ય;
તે પુરુષની સામા તમો, બોલ્યા તો નથી અત્ય. શુકજી. ૧૯
દંડવત કરવા તેને ઘટે, તે મોટા હરિજન;
ભાગ્ય તમારાં માનજો, તેનાં થયાં દરશન. શુકજી. ૨૦
તમો આજ થકી કોઈ દિવસ, પણ જશો ના ત્યાંહે;
અનાયાસ પણ ઉચરે, હરિ નામ કો જ્યાંહે. શુકજી. ૨૧
શ્રી રામ કૃષ્ણ ગોવિંદ કહે, અથવા કહે ગોપાળ;
ત્યાંહાં તમે રખે ઝાંખતા, નાસજો તત્કાળ. શુકજી. ૨૨
શ્રી ગોપીજન વલ્લભ કહે, શ્રી ગોવરધન નાથ;
શ્રી વિઠ્ઠલ વાસુદેવ કહે, તેથી જોડજો હાથ. શુકજી. ૨૩
પુરુષોત્તમ પરિબ્રહ્મ કહે, વા કહે ગોકુળેન્દ્ર;
તેને તમે ના બોલાવશો, કહે વૃંદાવનચંદ્ર. શુકજી. ૨૪
કેશવ માધવ શ્રી હરિ, પ્રભુ નંદ કુમાર;
ગરુડધ્વજ કરુણાનિધિ, શ્રી જગદીશ મોરાર. શુકજી. ૨૫
ઇત્યાદિક જે ઉચ્ચરે, હરિનાં જે નામ;
સ્વપ્ન વિષે પણ ના જશો, તમો તેને ધામ." શુકજી. ૨૬
એવું સુણી દૂત બોલીયા, પ્રભુ સંદેહ છે એક;
સમજાવી છેદન કરો, તે દૃષ્ટાંત વિવેક. શુકજી. ૨૭
એક અચરજ અમને થાયે, પડતી નથી ગમ;
સંબંધ માત્રે શ્રદ્ધા વિના, નામ તારે તે કયમ. શુકજી. ૨૮
એમ સુણી ધર્મ બોલીયા, ભાઈ સાંભળો વાત;
જુઓ પ્રત્યક્ષ પ્રતાપ છે, રામ નામ વિખ્યાત. શુકજી. ૨૯
જ્ઞાન ભાવનું કારણ નથી, એ તો વસ્તુનું માહાત્મ્ય;
ભેદ નથી નામ રૂપમાં, નામ એ જ પરમાત્મ. શુકજી. ૩૦

૨૨-૨૬ કાશી ખંડમાં ગોવિન્દ માધવ મુકુન્દ હરે મુરારે ઇત્યાદિ હરિનામ ગણાવેલાં છે. ૨૮ સંબંધમાત્રે-માત્ર નામ ઉચ્ચારણથી શ્રીહરિ સાથે સંબંધ થવાથી. ૩૦ ભેદ નથી નામરૂપમાં-નામમાં અને તે જેનું નામ છે તેના સ્વરૂપમાં કાંઈ ભેદ નથી; બંને એક જ છે.

સંબંધ માત્રેથી ક્યમ તરે, તમો પૂછ્યું જેહ;
આશ્ચર્ય એમાં છે કશું, જુઓ દૃષ્ટે તેહ. શુકજી. ૩૧
પાષાણ બુડે બોળે સદા, જેહેનો એહ સ્વભાવ;
તે તર્યાં ને તાર્યાં અન્યને, તેને કયાં હુતો ભાવ. શુકજી. ૩૨
જડને તાર્યા તો ચેતન તરે, તેમાં શી અધિકાઈ;
કેશવ નામ બરાબરી, કોઈ છે નહીં ભાઈ. શુકજી. ૩૩
શ્યામ થકી પણ નામનો, મહિમા છે અપાર;
શ્યામ રૂપે કોઈ કોઈ તર્યું, નામથી સંસાર. શુકજી. ૩૪
શેષ એ નામ સદા જપે, જપે નારદ નામ;
ધ્રુવ પ્રલ્હાદ આદે અનેકનાં, સર્યાં હરિ નામે કામ. શુકજી. ૩૫
મુક્તામાળા હનુમાનજી, ફોડી જોતાં શ્રી રામ;
પ્રભુ પ્રસાદી અમૂલ્ય પણ, ન દીઠું હરિનું નામ. શુકજી. ૩૬
સમ વિભાગે ત્રણ લોકમાં, વેંહેંચ્યું રામચરિત્ર;
રામ વરણ બે અંતે વધ્યા, તે લીધા શિવજી પવિત્ર. શુકજી. ૩૭
તેજ બે અક્ષર નામના, રટે નિશદિન આપ;
આનંદરૂપે પોતે થયા, ટાળે જગના તાપ. શુકજી. ૩૮

૩૨ બુડેબોળે—પોતે બુડી જાય અને બીજાને પણ બુડાડે. રામાવતારમાં લંકા જવા સમુદ્ર ઉપર પત્થર તારી પાળ બાંધી હતી, જે અદ્યાપિ રામનો સેતુ કહેવાય છે. એ કથા પ્રસિદ્ધ છે. ૩૪ શ્યામ—શ્રીકૃષ્ણ ભગવાન્. પ્રત્યક્ષ શ્રીકૃષ્ણથી તો કોઈ કોઈ તર્યા છે, પણ તેના નામથી તો આખો સંસાર તરે છે. નામનો મહિમા વર્ણવતાં કહ્યું છે કે,

नामैव तव गोविन्द नाम तत्त्वशताधिकम्। ददात्युच्चारणान्मुक्तिं विनाप्यष्टाङ्गयोगिताम्

૩૬ શ્રી રામચંદ્રજીએ હનુમાનજીને મોતીની માળા પ્રસાદી તરિકે બક્ષિસ આપી, પણ હનુમાનજીને તો માયિક વસ્તુઓ બધી નકામી હતી તેથી દરેક મોતી તેમણે વાંદર સ્વભાવે દાંતવતી ફોડી ફોડીને જોયું કે તેમાં 'રામ' નામ છે કે નહિ, અને એમ બધાં મોતી ફોડીને રામનામ વગર અસાર જાણીને ફેંકી દીધાં. ૩૮ 'રામ' નામના બે અક્ષરનો જપ કરવાથીજ શિવજી આનંદરૂપ થઈ જગતના તાપ મટાડે છે.

કાશીમાં શંકર સહુને, દે મંત્ર તારક જેહ;
મુક્તિ આપે મહા દુષ્ટને, તે હરિ નામ છે એહ. શુકજી. ૩૯
નામ થકી નામી મળે, નામીથી નહીં નામ;
રૂપ તે નામ આધીન છે, સરે નામથી કામ. શુકજી. ૪૦
સેહેજ નારાયણ બોલતાં, તર્યો દુષ્ટ સંસાર;
ભાવે રટે કૃષ્ણ તે તણા, ભાગ્યનો નહીં પાર. શુકજી. ૪૧
જુઓ મૂરખપણું જીવનું, મૂકીને મળ્યું રત્ન;
કોડી મળવાને કારણે, કરે કોટી પ્રયત્ન. શુકજી. ૪૨
કૃષ્ણ કેહેતાં શ્રમ થાયે નહીં, નવ લાગે દામ;
વાર ના લાગે પલકની, સહુ સુખનું ધામ. શુકજી. ૪૩
જિવ્હા પોતાને સ્વાધીન છે, સ્હેજે લેવાય નામ;
અન્યનું કામ પડે નહીં, તોહે ન કરે એ કામ. શુકજી. ૪૪
નિસરણી વૈકુંઠની, હરિ નામ કેહેવાય;
મળી તેહેને મૂકી વૃથા, કરે અવર ઉપાય. શુકજી. ૪૫
માથે શત્રુ ફરે મારવા, મૃત્યુ જાણે છે સત્ય;
તે સમે અમૃત આવી મળ્યું, પીએ નહીં દુરમત્ય. શુકજી. ૪૬
નામ સુરજ નામ ચંદ્રમા, નામ અગ્નિ સ્વરૂપ;
કલ્પ વૃક્ષ કૃષ્ણ નામ છે, સહુ વિધે સુખરૂપ. શુકજી. ૪૭

૩૯ શ્રીरामाय नमः એ ષડક્ષરી (છ અક્ષરનો) તારક મંત્ર કહેવાય છે, અને તેને માટે શિવજી પોતે જ કહે છે કેઃ–

अहो भवन्नाम जपन्कृतार्थो वसामि काश्यामनिशं भवान्या ।
मुमूर्षमाणस्य विमुक्तयेऽहं दिशामि मन्त्रं तव रामनाम ॥ (काशीखंड)

૪૦ નામી–જેનું નામ હોય તે નામવાળો પુરુષ. ૪૧ દુષ્ટ–પાપી (અજામેલ). ૪૨ જીવનું મૂર્ખપણું કેટલું છે કે તે રત્ન મળ્યું છે તેને ફેંકી દઇને કોડી મેળવવાને મહા પ્રયત્ન કરે છે. અર્થાત્ શ્રીહરિનું નામ હાથમાં આવ્યું છે, તે છોડી દઇને તેના સ્વરૂપને શોધવા જાય છે. ૪૬ દુરમત્ય–દુર્મતિ; નઠારી બુદ્ધિવાળો. કાળરૂપી શત્રુ અને હરિનામરૂપી અમૃત સમજવું.

તરણિરૂપે ટાળે તિમિરને, ઇંદુ રૂપે ત્રિતાપ;
વહ્નિરૂપે ચતુરવિધિતણા, નામ બાળે છે પાપ. શુકજી. ૪૮
મન વાંછિત આપે કામના, થઇને સુરતરુ રૂપ;
જાપક જનને કોટી વિધે, સુખ આપે અનૂપ. શુકજી. ૪૯
તે જ મહા દુઃખ જાણવું, મોટો તે જ અન્યાય;
મોટું લાંછન માથે તેહ છે, હાની પણ તે કેહેવાય. શુકજી. ૫૦
અમંગળ તેજ વિભ્રમપણું, તે સમો દુઃખદાય;
કૃષ્ણ કીર્તન વિના જે ઘડી, પળ ક્ષણું વહી જાય. શુકજી. ૫૧
તે જ મોટો મહોચ્છવ લહો, તે જ લાભનું ધામ;
તે જ માહા દાન દેય જે, ક્ષણ જપાયું હરિ નામ. શુકજી. ૫૨
નારદજી પ્રત્યે શ્રી મુખે, શ્રી હરિ કહ્યું જેહ;
અર્થ કહું તે વચનનો, સાંભળો સહુ તેહ. શુકજી. ૫૩
વૈકુંઠે હું વસતો નથી, ના યોગી ઉર માંહ્ય;
ભક્ત મારા ગુણ ગાય છે, ઉભો રહું છું હું ત્યાંહ્ય. શુકજી. ૫૪
દંડ મારો તે ઉપર નહીં, જે મુખે હરિ ગાય;
પાપ કદાપિ તે કરે, તોહે નામે મૂકાય. શુકજી. ૫૫

૪૮ તરણિ–સૂર્ય. ઇંદુ–ચંદ્ર. ત્રિતાપ–આધિ, વ્યાધિ ને ઉપાધિ; અથવા આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રણ પ્રકારના તાપ–દુઃખો. ચતુર્વિધ–ચાર પ્રકારનાં. ચાર પ્રકારનાં પાપ તે કાયિક, વાચિક, માનસિક, અને સાંસર્ગિક. ૪૯ કામના–ઇચ્છા. સુરતરુ–કલ્પવૃક્ષ. જાપક–જપ કરનાર. ૫૦–૫૧ કૃષ્ણકીર્તન વિના જે ઘડી, પળ, અને ક્ષણ વહી જાય, તે જ મહા દુઃખ, મોટો અન્યાય, મોટું લાંછન, મહાહાનિ, અમંગળ, વિભ્રમપણું, અને દુઃખદાયક વખત જાણવો. પાંડવગીતામાં પણ વચન છે કે, स हानिः स महच्छिद्रम् વગેરે. ૫૨ એથી જે ક્ષણે હરિનામ જપાયું તે મહાઓચ્છવ વગેરે જાણવું. મહોચ્છવ–( સં. महोत्सव ) મોટો ઉત્સવ. દેય–દાનમાં આપવા લાયક વસ્તુ. ૫૪ વિષ્ણુપુરાણમાં નારદ પ્રત્યે શ્રી ભગવાને એમ જ કહ્યું છે.
नाहं वसामि वैकुंठे योगिनां हृदये न च। मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद॥
૫૫ તે, મારું નામ જપનાર, કદાપિ પાપ કરે નહિ; છતાં કરે તો પણ મારું નામ લેવાથી તે મુક્ત થઈ જાય છે. તોહે–તોપણ.

નામ ભરોંસો જાણીને, કરીએ નહીં દોષ;
ખળને કૃપા ના મન કરે, આવે મનમાં રોષ. શુકજી. ૫૬
ગૃહ કારજ કરતો થકો, કૃષ્ણ કહેતો હોય;
તો તેને કર્મ લેપે નહીં, જેમ વારિજ તોય. શુકજી. ૫૭
કૃષ્ણ કૃષ્ણ સદા જે રટે, તે કૃષ્ણની દેહ;
જે વસ્તુ અગ્નિને મળે, થાય અગ્નિ તેહ. શુકજી. ૫૮
નામ પોતાનું સાંભળી, હરિ આવે છે ધાઈ;
"શું આપું? શું કરું એને?" એવા જાય છે મ્હોવાઈ. શુકજી. ૫૯
શ્રી કૃષ્ણ કીરતન જે કરે, તે સદા છે પાવન;
પવિત્ર કરે અન્ય પ્રાણીને, જેને દે દરશન. શુકજી. ૬૦

### વલણ

દરશન દેઈ પાવન કરે, હરિનામના રટનારરે;
ધર્મ કહે કયાં લગી કહું, પ્રભુ નામ માહાત્મ્ય અપારરે. શુકજી. ૬૧

## કડવું ૯ મું

### રાગ માલકોશ

શુકજી કહે સાંભળ રે રાજા, પરિક્ષત પુણ્ય પવિત્રજી;
ધર્મ નૃપે પણ નામ વખાણ્યું, તે કહું તુજને ચરિત્રજી. ૧
નિશ્ચે જાણજો હું પણ કહું છું, સર્વ સાર હરિ નામજી;
વિનાશ્રમે સુખ સહુ વિધિ આપે, મેળવે સુંદર સ્યામજી. ૨
અન્ય યુગે તો અન્ય સાધન પણ, ફળતાં એ સાચી વાતજી;
તે કોઇનું બળ કળિમાં નવ ચાલે, નામ ફળે સાક્ષાતજી. ૩

૫૭ વારિજ–કમળ. તોય–પાણી. જેમ કમળને પાણીમાં રહેવા છતાં પાણી અડતું નથી, તેમ જે માણસ સંસારમાં રહી ઘરકામ કરતો થકો કૃષ્ણ નામ લેતો હોય, તેને કર્મનો લેપ લાગતો નથી. ૫૮ કૃષ્ણની દેહ–કૃષ્ણસ્વરૂપ જ. પાંડવગીતામાં પણ કહ્યું છે કે,

कृष्णे रता कृष्णमनुस्मरन्ति रात्रौ च कृष्णं पुनरुत्थिता ये।
तेऽभिन्नदेहा प्रविशन्ति कृष्णं हविर्यथा मंत्रहुतं हुताशे ॥

કળિકાળ રૂપી આશુચ પડ્યું, કોઈ ધર્મનો નહીં અધિકારજી;
અડે નહીં સૂતક કૃષ્ણ નામને, કરીએ સુખે ઉચ્ચારજી. ૪
સત યુગે જે ફળ ધ્યાનથી થાતું, ત્રેતામાં યજ્ઞથી જેહજી;
દ્વાપરે જે પૂજન થકી, કળી કૃષ્ણકીરતનથી થાય તેહજી. ૫
સર્વ ધર્મ સાધન રહિત હોયે, જો કથે કૃષ્ણનું નામજી;
શ્રી કૃષ્ણની પદવી તે પામે, ધર્મ અર્થ ને કામજી. ૬
કૃષ્ણતણું કીર્તન જેને મુખ, કળિમાં તે જ કૃતારથજી;
કહે કૃષ્ણ ને અન્યને કેહેવરાવે, તે જ મોટો પરમારથજી. ૭
હરિ નામ ને હરિ નામ, હરિ નામ મારું જીવનજી;
અન્ય ગતિ નથી નથી નથી કળિમાં, એ વેદ વ્યાસ વચનજી. ૮
વેલુ પીલતાં જો તૈલ નીકળે, જળ મથે નવનીત ન હોયજી;
પણ કેશવ કીર્તન વિના કળીમાં, તરે નહીં ભવ કોયજી. ૯
મોટો ભાગ્યશાળી સહુકોથી, જાણો કળીના જનજી;
માહા દુર્લભ હરિ સેહેજ નામ, સ્મરણ થકી દે દરશનજી. ૧૦
ક્યાંહાં લગી કહું હરિ નામનો, મહિમા કેહેતાં ન આવે પારજી;
શેષ સદા બે સહસ્ર રસનાથી, કથે તોએ કેહે છે અપારજી. ૧૧

૪ આશુચ–આશૌચ; સૂતક. ૫ શ્રીમદ્‌ભાગવત એકાદશસ્કંધમાં જનક વિદેહી પ્રતિ નવયોગેશ્વરનું વચન છે કે.

कृते च ध्यायतो विष्णुस्त्रेतायां यजतो मखैः ।
द्वापरे परिचर्यायैः कलौ केशवकीर्तनात् ॥

૬ શ્રીપુરુષોત્તમ સહસ્રનામમાં પણ કહ્યું છે કે,

सर्वसाधनविनिर्मुक्तः सर्वसाधनवर्जितः ।

૮ પાંડવગીતામાં પણ કહ્યું છે,

हारेर्नामैव नामैव नामैव मम जीवनम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

૯ વેલુ–રેતી. નવનીત–માખણ. ભવ–સંસાર. ૧૧ બે સહસ્ર–બે હજાર. રસના–જીભ. શેષ નારાયણને હજાર મુખ છે, અને દરેક મુખમાં બબ્બે જીભ છે, તેથી બે હજાર કહી.

અવનિરજકણુ વર્ષાધારા વળી, તારા મંડળ છે અનંતજી;
તેનું પણ કોઈ લેખું કરે, નામ મહિમા પોહોંચે ના ચંતજી. ૧૨
શુકજી કેહે પુછ્યો પ્રશ્ન તમો નૃપ, તેહેનો ઉત્તર એહજી;
કૃષ્ણ નામ મહિમા છે અપરમિત, નિશ્ચે નહીં સંદેહજી. ૧૩
સત્ય છે સત્ય છે સત્ય કહું છું, હરિનામ મોટું સત્યજી;
સાર સરવ સિદ્ધાંત તણો, એમ કહે મુજ મત્યજી. ૧૪
શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ, સ્નેહ સહિત કહો સર્વજી;
ત્રણ વસ્તુને તજજો તતક્ષણ, અવિશ્વાસ, દ્રોહ, ગર્વજી. ૧૫
શ્રીહરિ શ્રીગુરુ ભગવદી બ્રાહ્મણ, તેશું રાખજો ભાવજી;
નિંદા અરિષ્યા કોઈની ના કરશો, લહેશો પરમ પદ લ્હાવજી. ૧૬
સંવત અષ્ટાદશ ત્રેસઠમાં, માસ ભાદ્રપદ સારજી;
શુકલ પક્ષ શુભ તિથિ પૂર્ણિમા, શતભિષા બુધવારજી. ૧૭
પૂરણ કથા તે દિવસે થઇ છે, શ્રી ગુરુ કૃષ્ણ કૃપાયજી;
અજામેલનું આખ્યાન કર્યું એ, મહદ પુરુષ આજ્ઞાયજી. ૧૮
શ્રી હરિ નામ માહાત્મ્ય જેમાં, વર્ણવ્યું શ્રી ભાગવત અનુસારજી;
અન્ય પુરાણનાં વચન થકી પણ, પુષ્ટિ કરી નિરધારજી. ૧૯
ચોપાઈ ચતુર અષ્ટોત્તર શતનું, પ્રમાણ કર્યું શુભ સારજી;
પરમ પુનિત પ્રતિપદ પરબ્રહ્મ, આખ્યાન કર્યું ઉચ્ચારજી. ૨૦
મહા રુદ્રદેહા શ્રી નર્મદા, ઉત્તર તટની સમીપજી;
રેવોરીસંગમ દક્ષણ પ્રાગને, તીર જ્યાં ક્ષેત્ર અધિપજી. ૨૧

૧૨ અવનીરજકણ–પૃથ્વીનાં રજકણો, પરમાણુઓ. વર્ષાધારા–વર્ષાદની ધારાઓ. ચંત–ચિત્ત. લેખું–ગણત્રી. પૃથ્વીના રજકણ, વર્ષાદની ધારાઓ, અને તારા મંડળની કોઈ ગણત્રી કરી શકે; પણ હરિનામના મહિમાની ગણત્રી થઈ શકે નહિ. ૧૬ અરિષ્યા–ઇર્ષ્યા; અદેખાઈ. લહેશો–અનુભવશો. ૧૭ શતભિષા–એ નામનું નક્ષત્ર. ૧૮ મહદ-પુરુષઆજ્ઞાય–કોઈ મહાપુરુષની આજ્ઞાથી આ અજામેલનું આખ્યાન કર્યું છે. ૨૦ આ ગ્રંથનું પ્રમાણ કવિ ચારસો આઠ ચોપાઈ જેટલું આપે છે. પુનિત–પવિત્ર. પ્રતિપદ–દરેક ચરણમાં. ૨૧ રુદ્રદેહા–નર્મદા નદી. ( શંકરના દેહમાંથી ઉત્પન્ન થયેલી માટે અથવા શંકરના દેહરૂપ જ હોવાથી ). રેવોરીસંગમ–જ્યાં રેવા એટલે નર્મદા અને ઓર નદીનો

ચંડી ગ્રામ છે નામ જ્યાંહાં, શેષશાયી પ્રભુ વાસજી;
ગુર્જર દેશ વિષે તે પુરીમાં, વસે કવિ કૃષ્ણનો દાસજી. ૨૨
શ્રીમંત ભટ શુભ વંશ વિષે, સુત પ્રભુરામનો કાહાવેજી;
વલ્લભી વૈષ્ણવ ભટ દયાશંકર, નામે સરવ બોલાવેજી. ૨૩
જ્ઞાતિ નાગર સાઠોદરો બ્રાહ્મણ, તેણે શ્રીનાથ કૃપાયજી;
એ ચરિત્ર મહા પવિત્ર રચ્યું, ભણી કૃષ્ણ નામ મહિમાયજી. ૨૪
એ કથા સદા જે કહે અવિલોકે, ને શિખે સાંભળે ગાયજી;
મનવાંછિત ફળ તે જન પાંમે, પ્રસન્ન થાય જદુરાયજી. ૨૫
ધર્મ અર્થ ને કામ મોક્ષ પણ, દુર્લભ છે નહીં તેનેજી;
આ આખ્યાનનું શ્રવણ કરીને, હરખ આવશે જેનેજી. ૨૬
સર્વ ધર્મ સહુ સાધનનું ફળ, શ્રમ પાખે તેને થાયજી;
પરમ પવિત્ર શ્રી કૃષ્ણનું, નામ મહિમા જે ગાયજી. ૨૭
દાસ દયાને દયા કરી શ્રી પ્રભુ, આપો નામ આસક્તિજી;
દૃઢ વિશ્વાસ અચળ સાધુની સંગત, પ્રેમ લક્ષણા ભક્તિજી. ૨૮
પૂરણ થયું આખ્યાન સર્વ કોઈ, શ્રોતા શ્રી હરિ બોલોજી;
કરો સદા શ્રી કૃષ્ણની સેવા, પ્રેમ મગ્ન થઈ ડોલોજી. ૨૯

**વલણ**

પ્રેમ મગ્ન થઈ ડોલજો, રટજો મુખે કૃષ્ણ નામ રે;
સત્ય દયાશંકર કહે, સમ્રથ સુંદર શ્યામ રે. ૩૦

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠમસ્કંધે લખેલું અજામેલ આખ્યાન સંપૂર્ણ



સંગમ થાય છે ત્યાં એ દક્ષિણ પ્રયાગ ક્ષેત્ર કહેવાય છે. ક્ષેત્રઅધિપ-બધા તીર્થ ક્ષેત્રોનો રાજા; મોટામાં મોટું તીર્થક્ષેત્ર. ૨૨ ચંડીગ્રામ-ચાંડોદ ગામ. ૨૫ અવિલોકે-અવલોકન કરે; વાંચે. ૨૮ નામઆસક્તિ-પ્રભુના નામ સ્મરણ ઉપર પ્રેમ.

# શ્રી કૃષ્ણનામ માહાત્મ્ય મંજરી

## મંગળાચરણ

### દુહો

શ્રી ગુરુ ગીરધરલાલ પદ–પંકજ કરું પ્રણામ;
કૃષ્ણનામ મહિમા કથું, કાંઇએક અતિ અભિરામ.

### છંદ રસાવલ

શ્રી કૃષ્ણનામ ચિંતામણિ, ચિંતિત ફલદાયક;
જાપક જનની જનક, અધિક હિત કરવા લાયક. ૧
કૃષ્ણનામ મહાપાપ, ચતુરવિધ તણાં પ્રજાળે;
કૃષ્ણનામ ત્રિતાપ, સમૂળાં તુરત જ ટાળે. ૨
કૃષ્ણનામથી ટળે, અમિત વિધિના વપુ વ્યાધિ;
કૃષ્ણનામથી કલેશ, મટે સહુ મનની આધિ. ૩
કૃષ્ણનામથી કાલાદિક, ભય કંપી નાશે;
કૃષ્ણનામથી અખિલ, અવિદ્યા સૈન્યા ત્રાસે. ૪
સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ, અઘ મટે હરિ નામે;
દેવ પિતૃ ઋણ મનુષ્ય છૂટે, શુભ સ્મૃતિ સ્યામે. ૫

મંગળાચરણ:–પદપંકજ–ચરણકમળ. અભિરામ–સુંદર. આ દુહામાં કવિ પોતાના ગુરુ શ્રી ગિરધરલાલજી મહારાજના ચરણકમળને પ્રણામ કરે છે. ૧ જાપક-જપ કરનાર, શ્રીકૃષ્ણ નામનો જપ કરનાર. ૩ વપુ–શરીર. આધિ–મનના રોગ. ૪ અખિલ–તમામ. અવિદ્યા–માયા; અજ્ઞાન. સૈન્યા–સેના; લશ્કર. ૫ સંચિત ક્રિયમાણ અને પ્રારબ્ધ એ ત્રણ પ્રકારનાં કર્મ છે. અનેક પૂર્વ જન્મનાં જે કરેલાં શુભાશુભ કર્મો ભેગાં થયેલાં હોય તે સંચિત; તેમાંથી આ જન્મમાં ભોગવવાને માટે જે નિર્માણ થયેલાં હોય તે પ્રારબ્ધ; અને આ જન્મમાં જે કર્મો કરાય છે ને જે સંચિતમાં વધારો કરનાર છે તે ક્રિયમાણ. એ ત્રણે પ્રકારનાં કર્મોમાં થયેલાં પાપ શ્રીહરિનાં નામ સ્મરણથી મટી જાય છે. ઋણ એટલે દેવાં પણ ત્રણ જાતનાં છે.

કૃષ્ણનામે ક્લેશ, આપદા સઘળી વામે;
કૃષ્ણનામથી અશુભ, ઉદાસી પ્રલ્લે પામે. ૬
કૃષ્ણનામ મહા દુષ્ટ સ્વભાવ જનિત દુઃખ મેટે;
કૃષ્ણનામથી સકલ માંગલિક વસ્તુ ભેટે. ૭
કૃષ્ણનામથી અહંમમ પ્રપંચ પ્રીતિ ભાગે;
કૃષ્ણનામથી નટવર નંદકુંવર લેહે લાગે. ૮
કૃષ્ણનામથી કૃષ્ણનામ પર ઉપજે પ્રીતિ;
કૃષ્ણનામથી સફળ અવસ્થા જે ગઈ વીતી. ૯
કૃષ્ણનામથી અખંડ શ્રીજી સેવા ભાવે;
કૃષ્ણનામથી પરાભક્તિ પુરુષોત્તમ આવે. ૧૦
કૃષ્ણનામ નિત્ય કૃષ્ણસંગીનો સંગ મેલાવે;
કૃષ્ણનામ નિત્ય કૃષ્ણકેલીની મધ્ય ભેળાવે. ૧૧
કૃષ્ણનામથી કૃષ્ણ રુચે તેવા ગુણ આપે;
કૃષ્ણનામથી કૃષ્ણઇચ્છા સમ બુદ્ધિ વ્યાપે. ૧૨
કૃષ્ણનામ મદ કામ ક્રોધ બલ લોભ નસાડે;
કૃષ્ણનામ મત્સર મોહને નાશ પમાડે. ૧૩
કૃષ્ણનામ સહુ વિષય વાસના વિષ કરી નાખે;
કૃષ્ણનામ બલ અખિલ વિશ્વ ઈશ્વર સમ ઝાંખે. ૧૪

એક દેવઋણ તે દેવોનું અર્ચનપૂજન યજ્ઞયાગાદિ કરવાથી મટે છે, બીજું પિતૃઋણ તે શ્રાદ્ધ અને પિતૃતર્પણ વગેરે કરવાથી મટે છે, અને ત્રીજું મનુષ્યઋણ તે પુત્રોત્પત્તિ કરી વંશની વૃદ્ધિ કરવાથી તથા અતિથિસત્કાર અને મનુષ્ય જાતિને મદદ કરી તેમનાં દુઃખ મટાડવાથી મટે છે. પણ ફક્ત પ્રભુ નામનું સ્મરણ કરવાથી એ ત્રણે ઋણથી મુક્ત થવાય છે. ૭ મેટે–મટે. ભેટે–મળે. ૮ અહંમમ–હું અને મારું એવી સંસારીની ભાવના. પ્રપંચ–સંસાર. ૧૦ પરાભક્તિ–શ્રીકૃષ્ણ ઉપર અનન્ય ભક્તિ. ૧૧ કૃષ્ણસંગી–શ્રીકૃષ્ણના ભક્ત. કૃષ્ણકેલી–શ્રીકૃષ્ણની ક્રીડા; રાસલીલા. ૧૨ કૃષ્ણરુચે તેવા–શ્રીકૃષ્ણના ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય તેવા. કૃષ્ણ ઇચ્છા–શ્રીકૃષ્ણની ઇચ્છા. ૧૪ કૃષ્ણનામ બલ–શ્રીકૃષ્ણ નામના બળવડે કરીને. ઝાંખે–જુએ.

કૃષ્ણનામથી અધમ થાય વૈકુંઠ પદ વાસી;
કૃષ્ણનામથી મુકિત ચાર માયા પણ દાસી. ૧૫
કૃષ્ણનામથી કૃષ્ણ વસે નિત્ય હૃદયા રંગે;
કૃષ્ણનામથી રક્ષક ફરે સુદર્શન સંગે. ૧૬
કૃષ્ણનામે નવ ગ્રહ નિત્ય ચરણે શીર નામે;
કૃષ્ણનામથી શત્રુ સર્વે પ્રાજે પામે. ૧૭
કૃષ્ણનામથી અવળું તે પણ સવળું થાયે;
કૃષ્ણનામથી અખિલ વિશ્વ વલ્લભ થઈ જાયે. ૧૮
કૃષ્ણનામથી બ્રહ્માદિક સુર સહુ પૂજે;
કૃષ્ણનામથી પ્રેત પિશાચ અસુર ગણ ધ્રુજે. ૧૯
કૃષ્ણનામથી સકલ ધર્મ સહુ સાધનનું ફળ;
કૃષ્ણનામથી મહા અધર્મ તતક્ષણ હોયે નિર્મળ. ૨૦
કૃષ્ણકીર્તની સકલ તીર્થને પાવન કર્તા;
કૃષ્ણકીર્તની ગંગાદિ સરિતા અઘ હર્તા. ૨૧
કૃષ્ણનામથી વિઘ્ન વિપત્તિ કરે પલાયન;
જન્મ મરણ ભવરોગ હરે હરિનામ રસાયન. ૨૨
કૃષ્ણનામ અહિ વૃશ્ચિક વ્યાઘ્ર ચોર ભય ટાળે;
કૃષ્ણનામ ભ્રમ કુતર્ક સંશય સહુ દુઃખ બાળે. ૨૩
કૃષ્ણનામ દુઃસ્વપ્ન વ્યસન કુસંગ મટાડે;
કૃષ્ણનામ સુખ સકલ મનોરથ પૂરા પાડે. ૨૪
કૃષ્ણનામથી પુત્રકલત્રાદિક દુઃખ જાયે;
કૃષ્ણનામથી અચલ લક્ષ્મીની પ્રાપ્તિ થાયે. ૨૫

૨૪ દુઃસ્વપ્ન–નઠારાં સ્વપ્નો આવવાં તે. ૧૫ મુક્તિ ચાર–ચાર પ્રકારની મુક્તિઃ–સારૂપ્ય, સાયુજ્ય, સાલોક્ય, અને સામીપ્ય. ૧૬ સુદર્શન–ભગવાનનું આયુધ સુદર્શન ચક્ર. ૧૭ પ્રાજે–પરાજય, હાર. ૧૮ વલ્લભ–વહાલું, પ્રિય. ૨૧ કૃષ્ણ કીર્તની–શ્રીકૃષ્ણ ભગવાનનું કીર્ત્તન કરનાર, વિષ્ણુનો ભક્ત. ૨૩ અહિ–સાપ. વૃશ્ચિક–વિંછી. વ્યાઘ્ર–વાઘ. કુતર્ક–ખોટાખોટા તર્કો. ૨૫ કલત્ર–સ્ત્રી.

કૃષ્ણનામમાં યોગયજ્ઞ વૈરાગ્ય જ્ઞાન છે;
જપ તપ તીરથ ધરમ વ્રત ધ્યાન દાન છે. ૨૬
કૃષ્ણનામને ફળે વેદ ચારે ઉચ્ચારે;
કૃષ્ણનામ એકોતેર શત પૂર્વજ તારે. ૨૭
કૃષ્ણનામ ઇંદ્રિ વણજીતે કૃષ્ણ પમાડે;
કૃષ્ણનામ મહાકષ્ટ વિષેથી તત્ક્ષણ કાઢે. ૨૮
કૃષ્ણનામ જપ કરતાં કરે સદનનો ધંધો;
તે તો નિર્મળ રહે થાય નહિ યમકર બંધો. ૨૯
કૃષ્ણકીર્તને કૃષ્ણ રહે ઉભા નિત પાસે;
ફરતા પૂઠળ ફરે ભક્ત પદરજની આશે. ૩૦
કૃષ્ણનામથી વલ્લભ કૃષ્ણ કૃષ્ણને વલ્લભ;
કૃષ્ણનામથી સરવ સુગમ કશું પણ નહિ દુર્લભ. ૩૧
કૃષ્ણનામથી કૃષ્ણ રાધિકા અતિશે રાજી;
કૃષ્ણનામથી જયહાં જાય ત્યાં જીતે બાજી. ૩૨
કૃષ્ણનામથી સર્વ નમે જગમાં જશ આપે;
કૃષ્ણનામથી શ્રાપ ન લાગે જો કોઈ શ્રાપે. ૩૩
કૃષ્ણ નામથી કઢણ અંક ભુંસાય ભાલથી;
દુર્ગતિ નહિ યમદંડ સ્વપ્ન પણ જપે ગોપાલથી. ૩૪

૨૭ કૃષ્ણ નામના ઉચ્ચારણના ફળથી જ ચારે વેદના ઉચ્ચાર થઈ શકે છે. એકોતરશત પૂર્વજ–આપણી પૂર્વે આપણા વંશમાં ઉત્પન્ન થઈ ગયેલા ૧૭૧ પૂર્વજો. ૨૮ ઇંદ્રિવણજીતે-ઇંદ્રિયોને જીત્યા વગર; યોગ સાધ્યા વગર. ૨૯ સદન–ઘર. યમકર બંધો-યમરાજના હાથમાં બંધીવાન. ૩૦ પદરજ–પગની ધૂળ. ભગવાન પોતાના ભક્તના પગની ધૂળની આશાએ ભકતોની પાછળ ફરતા ફરે છે. ભક્તિનો કેટલો બધો મહિમા! ૩૧ વલ્લભ........વલ્લભ—ભક્તને કૃષ્ણ વહાલા છે અને કૃષ્ણને ભક્ત વહાલો છે, એમ કહેવાનું તાત્પર્ય છે. ૩૩ શ્રાપ–શાપ. ૩૪ કઢણ અંક ભુંસાય ભાલથી–કપાળમાં વિધાતાએ નસીબના ખરાબ અંક લખેલા હોય તે પણ ભુંસાઈ જાય, અર્થાત્ ખરાબ નસીબ હોય તે બદલાઇને સારું થઈ જાય; દુ:ખ હોય ત્યાં સુખ થઈ જાય. જપે ગોપાળથી-ગોપાળના જપથી.

કૃષ્ણનામથી અષ્ટ પ્રહર રહે આનંદે મન;
કૃષ્ણનામથી પતિત પાવન કરે દઈ દર્શન. ૩૫
કૃષ્ણનામથી સકળ ભોગ સદન સુખરાશિ;
કૃષ્ણનામથી જહાં વસે ત્યાં પ્રયાગ કાશી. ૩૬
કૃષ્ણનામથી અપકીર્તિ શુભ કીર્તિ થાયે;
કૃષ્ણનામથી સકલ શોક સહેજે સમી જાયે. ૩૭
કૃષ્ણનામથી અષ્ટ મહાસિદ્ધિ નવનિધ રહે હાજર;
કૃષ્ણનામથી અખિલ અમંગલ કંપે થરથર. ૩૮
કૃષ્ણનામથી ચાર પદારથ થઈ રહે કિંકર;
કૃષ્ણનામથી દશો દિશ મંગલ કો ન ભયંકર. ૩૯
કૃષ્ણનામથી ધર્મ વિષે મતિ કદા ન પાપે;
જીતે દુષ્ટ સ્વભાવ નામ હરિ પ્રબળ પ્રતાપે. ૪૦
કૃષ્ણનામથી ઉભય લોક અતિ સુખ પામે;
કૃષ્ણનામથી કૃષ્ણ મલિન અંતરાય વામે. ૪૧
કૃષ્ણનામથી અજ્ઞાન તિમિર ટળી જાયે;
કૃષ્ણનામથી બાહ્યાન્તર અજવાળું થાયે. ૪૨
કૃષ્ણનામથી અંતકાલ પીડા નવ પામે;
કૃષ્ણનામથી મનની વૃત્તિ તૃષ્ણા વામે. ૪૩
કેવળ કૃષ્ણ નામથી સકલ ચિંતા ચૂરણ;
કેવળ કૃષ્ણ નાંમથી સકલ કામના પરિપૂરણ. ૪૪
કોઈ વિધ પણ કૃષ્ણ કહે દુ:ખ પડે ન સહેવું;
રટે પ્રેમ વિશ્વાસ સહિત ત્યાં શું પછી કહેવું. ૪૫

૩૮ અષ્ટમહાસિદ્ધિ–યોગની આઠમહાસિદ્ધિઓ; અણિમા; લઘિમા, ગરિમા, વગેરે. નવનિધિ–કુબેરના દ્રવ્યના નવ ભંડારો. ૩૯ ચાર પદારથ–ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પુરુષાર્થ. ૪૦ પાપે–પાપમાં. ૪૧ ઉભયલોક–આ લોક અને પરલોક બંને. અંતરાય–વિઘ્ન; અડચણ. ૪૨ બાહ્યાન્તર–બહાર જગતમાં અને અંદર હૃદયમાં.

દુરાચાર તજી ભાવ ભરોંસે શ્રી કૃષ્ણ કહે;
થોડામાં શ્રી કૃષ્ણ મળે પોતાનો કરી લહે. ૪૬
આપ કૃષ્ણ નિજનામ માહાત્મ્ય ન શકે વખાણી;
તે આગળ પછી કવણ બીજાની વાણી. ૪૭
કામધેનુ સુરદ્રુમ ચિંતામણિ કોટિક વારુ;
કૃષ્ણ નામ સમ કો ન કહે લાજે મન મારું. ૪૮
તે માગ્યું આપે પણ હિત અહિત ન વિચારે;
કૃષ્ણ નામ વણ માગ્યું દે શુભ અશુભ નિવારે. ૪૯
નામ માત પિતુ નામી, હિત સુત ઉભયા અંતર;
તદપિ માતાના પ્રેમથકી પિતુ એટલો અંતર. ૫૦
પિતા પુત્ર હોય પુત્ર તહાં લગી લે ઉત્સંગે;
સમાન થયો કે ત્યાગ કરે નવ રાખે સંગે. ૫૧
ત્યમ અંબા નવ કરે અરભક અતિ અંતર વહાલો;
ઘણી એકવાર પખાલી કરે સૂચિ લહે નિજ કાલો. ૫૨
એમ અનેક વરાં ધોય પણ નવ કાંપે;
ફરી ભોગવે પુણ્ય તહાં જઈ જનકને સોંપે. ૫૩
એ રીતે જ વિચારી નામ નામીને જોજો;
નામ વિના નહિ મળે નામી નામે ચિત પ્રોજો. ૫૪
કલીકાલ આશૂચિ કરમ કંઈ ફળ નહિ તેમાં;
કૃષ્ણ નામે ના અડે સૂતક અતિ બળ એમાં. ૫૫

૪૬ ભાવભરોંસે–પ્રેમ અને શ્રદ્ધાથી. ૪૭ શ્રીકૃષ્ણ પોતે જ પોતાના નામનું માહાત્મ્ય વખાણી શકતા નથી તો પછી બીજાનું શું ગજું? અર્થાત્ નામ મહિમા અપાર છે. ૪૮ કામધેનુ–કામદુંધા ગાય. સુરદ્રુમ–કલ્પ વૃક્ષ. ચિંતામણિ–ઇચ્છેલી વસ્તુ આપનાર મણિ. વારુ–સુંદર. ૫૦ નામ એ માતાની બરોબર છે, અને નામી એ પિતાની બરોબર છે, તેથી માતાના અને પિતાના પ્રેમમાં જેટલો અંતર એટલો એ બેમાં અંતર છે. અર્થાત્ નામી કરતાં નામ ચઢે. એનો ખુલાસો નીચેની ચાર કડીમાં કવિ કરે છે. ૫૨ અંબા–મા. અરભક–(अर्भक) બાળક. પખાળી–ધોઈ. નિજ કાલો–પોતાનો કાલો પુત્ર. ૫૩ અનેકવરાં–અનેક વખત.

કૃત્યે ધ્યાન ત્રેતા મખ દ્વાપર પૂજન ભાખ્યું;
કળી કેવળ કીર્તન કૃષ્ણ નામ સહુ ફળ દાખ્યું. ૫૬
ચતુર અષ્ટદશ કાવ્ય મહાભારત એમ બોલે;
સરવ સાર શ્રી કૃષ્ણ નામ કોઈ નહિ તે તોલે. ૫૭
કૃષ્ણ નામ વિશ્વાસ નથી તે પંડિત ખોટા;
કૃષ્ણ નામ શિવ શેષ રટે હોય સૌથી મોટા. ૫૮
સકલ હરિનાં નામ મહા દુકૃત દુઃખ હારી;
પણ તે સહુથી કૃષ્ણ નામનો મહિમા ભારી. ૫૯
સ્કંદપુરાણે શ્રીનારાયણે શ્રીમુખ ભાખ્યું;
બ્રહ્મા પ્રત્યે નામ શિરોમણિ નિજ કહી દાખ્યું. ૬૦
અવરકોટિ મુજ નામ સુણી હું પ્રસન્ન થાઉં;
પણ તેવો નહિ જેવો કૃષ્ણ નામે લહેલાઉં. ૬૧
દ્વિતીયાથી નિત્ય કાળ નામ ચંદ્ર તો કહાવે;
પણ ન્યૂનાધિક કલા પુરણ શશિ સમ કો નાવે. ૬૨
પુન્યમ શશિ તે શ્રીકૃષ્ણ અવર લ્યો અવર વિચારી;
શરદ ઋતુ શશિ સહિત અતિ આનંદકારી. ૬૩
તેમ શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ નામ સર્વે પરમાણો;
જેથી અહરનિશ પરમાનંદ વિના શ્રમ માણો. ૬૪
ઔષધ અમૃત વા વિષ વણ સમજે કો ખાયે;
તદપિ તેના ગુણ આપે વૃથા ન જાયે. ૬૫
અગ્નિ સ્પર્શજ થાય અજ્ઞાને તે તદપિ બાળે;
તો પછી કૃષ્ણ નામ કુકર્મ કયમ ન પ્રજાળે? ૬૬
અતિ અનાદર થાય પાપ તો પણ ફળ આપે;
તો વણશ્રદ્ધા પણ નામે સુખ કેમ નહિ વ્યાપે? ૬૭

૫૬ કૃત્યે–સત્ય યુગમાં. ૫૭ ચતુર–ચારવેદ. અષ્ટદશ–અરાઢપુરાણો. કાવ્ય–રઘુવંશ આદિ કાવ્યો તથા નાટકો. ૫૯ દુકૃત–દુષ્કૃત; ખરાબ કામ. આ કડીમાં પ્રભુનાં અનેક નામો કરતાં કૃષ્ણ નામને વધારે વખાણ્યું છે. ૬૨ બીજથી પૂર્ણિમા સુધીના ચંદ્રોનું નામ તો ચંદ્ર જ છે; પણ પૂર્ણિમાના ચંદ્રની બરાબર કોઈ આવતો નહિ. તેમ જ કૃષ્ણનામનું સમજવું.

માટે લક્ષ વાતની વાત કહું સમ ખાઈ;
રટો કૃષ્ણ આ અવસર નથી મળવો ભાઈ. ૬૮
શ્રીકૃષ્ણ નામ માહાત્મ્ય મંજરી જે કોઈ ગાશે;
થશે ભક્ત શ્રીકૃષ્ણ તણો વાંછિત ફળ થાશે. ૬૯
શ્રીગુરુવલ્લભ દ્વિજ દયારામ શુભ કૃતિ આ કીધી;
હરિજનને સુખ થાવા આપ મન શિક્ષા દીધી. ૭૦
રસના રટવા વળી વ્રત પ્રતિપદ કૃષ્ણનામ છે;
સરવકાળ સહુ ગાવજો પૂરણાનંદ એ ધામ છે. ૭૧

## શ્રીકૃષ્ણનામ ચિંતામણિ

### (પ્રબંધ)

શ્રી કૃષ્ણનામ સુખકારી, ચિંતામણિ, અઘદુ:ખહારી ટેક.
જય જય શ્રી પુરાણ પુરુષોત્તમ, શ્રી કૃષ્ણ કૃપાનિધિ, કૃષ્ણચંદ્ર, કરુણાકરકિંકર, કમલનયન, કરુણાસાગર, કરુણાનિધાન, કરુણાલય, ક્રતુપતિ, કામજીત, કંદર્પકોટિ લાવણ્ય કંદ, કમનીયસાગર, ધરકંબુકંજ, કમલાનન, કુધર, કંસકાલ, કાલીમર્દન, ક્રવ્યાદાંતક, કેશ્યાદિકરિપુ, કૃતાંતકાલ, કીર્તિભાજન, કારણકૃપાળ, સુકમલદલલોચન, શ્રી ગોપાલ, ગોવિંદ, ગદાધર, ગરુડધ્વજ, ગોપાળ, ગોકુલાધીશ, ગોપિકાપ્રાણનાથ, ગોકુલમંડન, ગોકુલચંદ્રમા, શ્રીગોવર્ધનનાથ, ગિરિધર, ઘનશ્યામ, શ્રીનંદલાલ,

૭૦ આપમન–પોતાના મનને. ૭૧ ગાવજો–ગાજો.

૧ ચિંતામણિ–ઇચ્છિત ફળ આપનારો મણિ. કરુણાકરકિંકર–સેવકના ઉપર કરુણા કરનાર. ક્રતુપતિ–યજ્ઞના પતિ; યજ્ઞનારાયણ. કામજીત–કામને જીતનાર. કંદર્પકોટિ લાવણ્યકંદ–કરોડો કામદેવની સુંદરતાના મૂળરૂપ. કમનીયસાગર–સુંદરતાના સાગરરૂપ. ધરકંબુકંજ–શંખ અને કમળને ધારણ કરનાર. કમલાનન–કમળના જેવા મુખવાળા. કુધર–પૃથ્વીને ધારણ કરનાર. ક્રવ્યાદાંતક–ક્રવ્યાદ નામના રાક્ષસને મારનાર. કેશ્યાદિકરિપુ–કેશી વગેરે દૈત્યોના શત્રુ. કારણકૃપાળ–જગતના કારણરૂપ અને કૃપાળુ. ગોકુલમંડન–ગોકુલના શણગારરૂપ.

નંદાત્મજ, નરપ્રિય, નંદકુમાર, નરસિંહ, નરોત્તમ, નટવર, નાગર, નરકાંતક, નરરૂપ, નિરંજન, નરહરિ, નારાયણ, નવનીતપ્રિય, નિરાલંબ, નિર્વૈર, નિત્યનવનિજાનંદ, રસમગ્નનાથ, નિરપેક્ષ પ્રિયજન, જીવમણિજ સરવસ્વ, ચતુર્ભુજ,ચક્રપાણિ, ચતુરાયુધ, ચારુચરિત્ર, ચાણુરાદિકમહામલ્લ ચુરણકારી, શ્રીચંદ્રાવલિમુખચારુચંદ્રમાચકોર, ચપલાચિતચોર, ચાતુર્યાવધિ, ચિત્તની ચિંતામણિ, ચંદ્રવંશ ચૂડામણિ,જગપતિ, જગન્નાથ, જલશાયી, જનાર્દન, જ્યોતિરૂપ, જગમય, જગજીવન, જગતગુરુ, જયજગપિતા, જગદીશ, જાનકીજીવન, જગન્નિવાસ, જનેશ્વર, ઠાકોર શ્રીડાકોરનાથ, તુલસીવલ્લભ, ત્રિભુવનનાયક, ત્રિવિક્રમ, ત્રિભંગીલાલ, ત્રિગુણપર, ત્રિલોકસુંદર, ત્રિકાલજ્ઞ, ત્ર્યંબકનાયક, તરણિજાપ્રાણપતિ, તેજોમયતનુ, દીનબંધુ, દામોદર, દીનપતિ, દીનાનાથ, દીનદુઃખભંજન, દેવકીતનય, દુષ્ટારિ, દેવદેવેશ, દયાર્ણવ, દીનદયાળ, દશરથનંદન, દાવાગ્નિપ, દિનમણિ, કુલમંડન, દુરીજન-ખંડન, દાનવદલદર્પદલન, દૈત્યદાસ, સહજાનંદદાભારી, ચિંતામણિ અઘદુઃખહારી. શ્રીકૃષ્ણ નામ સુખકારી, ચિંતામણિ અઘદુઃખહારી. ૧

શ્રીલાડલીવર, લલનામનહર, લાવણ્યામૃતસાગર, કૌસ્તુભ-ધર, શ્રીમદ્ દ્વારિકાધીશ, યદુવર, યદુવીર, યદુવંશધ્વજ, શ્રી રુકિમણીવલ્લભ, જાંબુવતીપતિ, પતિ સત્યભામા, કાન્તકાલિન્દી, **મિત્રવૃંદાવર**, સત્યાસ્વામી, રમણરોહિણી, ષોડસસહસ્ત્રપતિ, પિતુ પ્રદ્યુમ્ન, સાંબજનક, અનિરુદ્ધ પિતામહ, સકલવૃષ્ણિપતિ, વૃષ્ણિ, ગદાગ્રજ, પુતનાંતક, શકટાસુરખંડન, તૃણાવર્તરિપુ, વત્સઘાતી, બકઅસુરનિષૂદન, અઘાસુરઘ્ન, ધેનુકાસુરારિ, પ્રલંબઘાતક, શક્રગર્વહત્, શંખચૂડશત્રુ,

નંદાત્મજ–નંદરાયના પુત્ર. નરકાંતક–નરક નામના રાક્ષસને મારનાર. નવનીતપ્રિય–માખણ જેને પ્રિય છે એવા. નિરાલંબ–આલંબન વગરના; જેને બીજા કોઇનો આધાર નથી એવા. નવ–નવીન. નિજાનંદ–પોતાનો આનંદ. નિરપેક્ષપ્રિયજન–નિષ્કામભકતો જેને પ્રિય છે એવા. જીવમણિજસરવસ્વ–(?). ચતુરાયુધ–શંખ, ચક્ર, ગદા, પદ્મ એ ચાર આયુધ ધારણ કરનાર. દાવાગ્નિપ–દાવાનળનું પાન કરનાર. દૈત્યદાસ–બલિરાજાના સેવક થવું પડ્યું તેથી.

અરિઅરિષ્ટ, વ્યોમાસુરઅસુહરણુ, કેશીહત્, નિજજનરક્ષક, ભરત લક્ષ્મણુ ભ્રાત, કૌશલ્યાસુત, દાશરથી, શ્રી સીતાસ્વામી, નાથ અયોધ્યા, પ્રપન્નભૂષણુ, નરકનિવારણુ, ક્ષિતિ દુઃખહર, વિભુ, પુંડરિકાક્ષ, શાશ્વત, અમોઘ, કૃતિઆરતત્રાણુ, બહુનામી કૃપાલુ, શરણાગતવત્સલ, દીન-વત્સલ, આદિવરાહ, શ્રી યજ્ઞપુરુષ, કપિલદેવ, દત્તકુમાર, સુનારદ, નરનારાયણુ, ધ્રુવવરદાયક, પૃથુ નૃપ, ઋષભ, હયગ્રીવ, મીન, કૂર્મ, નરહરિ, હરિ, વામન, મન્વંતર ત્રાતા, ધનવંતરીરૂપ, શ્રી મોહિની રૂપધર, ;વેદવ્યાસ, બુધકલંકીઆદિક, વપુધારક, ભક્તહેતુ, શ્રી પુરુષોત્તમ, નિકુંજવાસી, નટવરનાયક, મદનાભિરામ, પ્રત્યગ, અમિત માધુર્યધર, છબી વિશ્વવિમોહન, નિત્ય કિશોર, મારમદમર્દક, રસનિધિ, રંગી, રસિક છેલ, ઉદાર રાય, પ્રભુ વ્રજ હિરામણિ, આનંદસાગર, મંદસ્મિત મધુરાકૃતિ મોહન, વ્રજવનિતાકનકલતા, માલતીકુસુમ, કુંદમંદારમલ્લિકા, પારિજાત ગંધાઢ્ય, તુલસીચરચિત ચરણુકમળ, મંગલરૂપનિધાન, ધર્મધ્વજ, સ્મૃતિમાત્ર મહા આરતિહરણુ, હરિ મહાબુદ્ધિ, મહાશકિત પરાક્રમ, શ્રુતિ મહાદ્યુતિ, દુઃખ દુહિતનિવારણુ, શ્રીમદાચાર્ય મહાપ્રભુ, ગુરુ શ્રીમદ્‌વલ્લભ, લક્ષ્મણુનંદન, પુત્ર ઇલંબા, મહાલક્ષ્મીપતિ, પુષ્ટિ પથેશ્વર, તદ્‌જ્યેષ્ઠાત્મજ, શ્રીગોપીનાથ, તસ્યાનુજ શ્રીમદ્‌ગોસ્વામી શ્રી વિઠ્ઠલવર, શ્રી રુકિમણીશ, સત્યતનુજ પિતુ, શ્રીમદ્‌ગીરધર ભામિની ભરત, શ્રીમદ્‌ ગોવિંદરાણીરંજન, શ્રીબાળકૃષ્ણુ, કાંત સુકમલા, શ્રીગોકુલેશ, પાર્વતીપતિ, શ્રીમદ્‌ રઘુવર, જાનકીજીવન, શ્રીયદુપતિ, મહારાણી રમણુ, શ્રીઘન-શ્યામ, કૃષ્ણાવતીનાયક, સૌવ્યશિરોમણિ, શ્રીનવનીતપ્રિય, શ્રીમથુરેશ્વર, શ્રીવિઠ્ઠલેશ, શ્રીગોકુલેશ, ગોકુલચંદ્રમા, શ્રીમદનમોહન, શ્રીબાલકૃષ્ણુ, શ્રીદ્વારિકેશ, શ્રીમદ્‌ ગોવર્ધનધરણુધીર, શ્રીજી, પ્રીતમ, દયાનાથ, નાથ, રાજાધિરાજ, રાજેશ્વર, મહારાજેન્દ્ર મુકુટમણિ, શ્રીગોવર્ધનધારી, ચિંતામણિ અઘદુઃખહારી. શ્રી કૃષ્ણુનામ સુખકારી, ચિંતામણિ અઘદુઃખહારી. ૨

૨ આમાં કૃષ્ણાવતાર તથા રામાવતાર અને બીજા અવતારો સંબંધીનાં નામ તથા શ્રીવલ્લભના પરિવાર સંબંધીનાં નામ લખ્યાં છે.

# ચિંતાચૂર્ણિકા

( રાગ–પ્રભાત )

**चिन्ता चिता समाख्याता बिन्दुमात्रविशेषतः ।**
**सजीवं दहते चिन्ता निर्जीवं दहते चिता ॥**

ચિંતા ન કર કોઈ વાતની, જોની સંબંધ વિચારી;
શ્રી વલ્લભ કુળ સોંપ્યો છે, કર ગ્રહી ગિરિધારી. ચિંતા. ૧
શ્રી વલ્લભનું શરણુ છે, એ બળ સમજ મા નાનું;
કર ગ્રેહશે કૃતિ નહિ જુએ, શ્રીજી જોશેરે બાનું. ચિંતા. ૨
બાનાનું બળ અંતર શુદ્ધિથી, મોટી વ્યાસની વાણી;
રહુગણુ વહ્યો જડભરત જો, જોઈ જનોઈ જોડ્યા પાણિ. ચિંતા. ૩
ગોસુત બે બળદ સાંઢ જો, એક ઘેલો એક ડાહ્યો;
ડાહ્યો દુઃખી બાના વિના, બાને ઘેલો પૂજાયો. ચિંતા. ૪
સંચિત સાધન બળ જીવનું, હરિબળનું ભર્યું બાનું;
હરિજીવમાં ફેર કેટલો, વિચારો નથી છાનું. ચિંતા. ૫
મહાપ્રભુ મુખ શરણુમંત્રથી, સઘળી ચિંતા વામી;
ઉભય લોક નિશ્ચિંતતા, ભાખ્યું શ્રી ગોસ્વામી. ચિંતા. ૬

૩ રહુગણુ રાજાએ જડભરત પાસે પોતાની પાલખી ઉંચકાવેલી, તે કથા શ્રીમદ્‌ભાગવતમાં છે. ૪ ગોસુત-ગાયના પુત્રો; બળદ અને આખલો; ડાહ્યો જે બળદ, તે ધણીને ઘેર બંધાઈ રહ્યો ને ગાડું ખેંચવા લાગ્યો. ગાંડો તે આખલો, જેના શરીર ઉપર ત્રિશૂળ વગેરેનું ચિહ્ન કાઢી તેને છૂટો મૂકેલો હોય છે. એ ચિહ્ન તે બાનું.
૫ જીવમાં સંચિત કર્મનું ને સાધનનું બળ હોય છે, અને બાનામાં શ્રીહરિનું બળ હોય છે.
૬ શરણુમંત્ર–श्रीकृष्णः शरणं मम । શ્રીગુસાંઇજીએ મંગળાચરણના શ્લોકોમાં કહ્યું છે કે,

यदुक्तं तातचरणैः श्रीकृष्णः शरणं मम ।
अत एवास्ति मच्चित्तमैहिके पारलौकिके ॥ ३ ॥

मच्चित्तस्य विश्वासः श्रीगोपीजनवल्लभे ।
यदा तदा कृतार्थोऽहं शोचनीयो न कर्हिचित् ॥४॥

તદ ઉપરાંત ઉદ્વેગ રહે, હરિકૃત લીલા માની;
ચિંતા તજવી ઉતાવળી, પ્રભુ જન સુખદાની. ચિંતા. ૭
બુડતા જીવને કહાડવા, તારો નિજ બળે દ્રોડે;
કંઠે વળગી પડે બૂડતો, તદપિ તે નવ છોડે. ચિંતા. ૮
કરે જો કલ્યાણ કૃતિ જોઇને, તો પંથ પુષ્ટિ ન કહાવે;
પુષ્ટિ અનુગ્રહ નામ છે, જોતાં મારગ લજાવે. ચિંતા. ૯
સાધન ફળ બેહુ સિદ્ધ જહાં, કૃષ્ણ સંબંધે કહાવે;
તોપણ કૃષ્ણ ઇચ્છાવડે, પુષ્ટિપથ શ્રુતિ ગાવે. ચિંતા. ૧૦
વાદીને પ્રમાણ બતાવવા, સાધન કથન કર્યું છે;
જુઓ જો હોય તો સીદને, શ્રી વિઠ્ઠલ નામ ધર્યું છે. ચિંતા. ૧૧
તદપિ સાધન જોશો દાસનાં, તો સઘળાં શ્રીગુરુ કરે છે;
જો સર્વોત્તમમાં લખ્યું, સીદ તું શોચી મરે છે. ચિંતા. ૧૨

૭ સુખદાની–સુખ આપનારી. ૮ તારો–પાણીમાં તરનારો. દ્રોડે–દોડી જાય. ગુરુ ઉપર વિશ્વાસ રાખવાને તારાનું દૃષ્ટાંત આપ્યું છે. ૯ પંથ પુષ્ટિ–પુષ્ટિમાર્ગ. અનુગ્રહ–પ્રભુકૃપા. પુષ્ટિ માર્ગનો એ સિદ્ધાંત છે કે, ભગવાન્ ફક્ત પોતાના અનુગ્રહવડે જ જીવોનું કલ્યાણ કરે છે, પણ તેમનાં કર્મો તરફ જોતા નથી. તેથી જો સાધન કે કૃતિ તરફ જુએ તો પુષ્ટિમાર્ગ લજાય, અને તે પુષ્ટિમાર્ગ કહેવાય નહિ. ૧૦ કૃષ્ણના સંબંધમાત્રથી જ સાધન અને તેનું ફળ બંને સિદ્ધ જ છે; છતાં શ્રીકૃષ્ણની ઇચ્છાવડે પુષ્ટિમાર્ગ ચાલુ કર્યો છે, એમ વેદ પણ કહે છે. ૧૧ શાસ્ત્રમાં સાધનોનું જે વર્ણન કર્યું છે, તે ફક્ત વાદી–પૂર્વપક્ષીને પ્રમાણ બતાવવાને માટે જ, બાકી સાધનોની કંઈ જરૂર નથી. જો હોય તો પ્રભુનું બિઠ્ઠલ એવું નામ સાર્થક ન થાય.
કવિ પોતે પોતાના "સતસૈયા," ગ્રંથમાં પણ કહે છે કે,

"હરિ વિઠ્ઠલ અધમોદ્ધરણ, ઇત્યાદિક નિજ નામ;
અર્થ કહા યહ શબ્દકો, કહો કૃપા કરી શ્યામ."

વિઠ્ઠલ શબ્દનો અર્થ એવો થાય છે કે, વિ જ્ઞાનવાચક છે, ઠ શૂન્યવાચક છે, અને લ ગ્રહણવાચક છે, એટલે જે જ્ઞાનશૂન્ય હોય તેનું પણ ગ્રહણ કરે, તે વિઠ્ઠલ (જુઓ "સતસૈયા"). ૧૨ જુઓ–

स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशचेष्टितः ।
स्वदासार्थं कृताशेषसाधनः सर्वशक्तिधृक् ॥ (पु. स.)

ગણ્યાગાંઠ્યા રીતે ચાલશે, ધરશે ચિત્ત શ્રીજી ચરણે;
બીજા રહ્યા તે સૌ બૂડશે, લીધા શ્રીવલ્લભ શરણે. ચિંતા. ૧૩
કેટલા જીવ કૃતિ કેટલી, પરાધીન મતિ થોડી;
તે શું મહાપ્રભુ નથી જાણતા, શરણે લઈ દેશે છોડી? ચિંતા. ૧૪
ન ઘટે તેને ગતિ કરે, નિજ બળ તો પુષ્ટિ કહાવે;
દુષ્ટ શરણ ગતિ નહિ તરે, કહી શું મારગ લજાવે? ચિંતા. ૧૫
સહુ સામર્થ્યે સહિત છે, સહેજે સહુ ફળદાતા;
કેવળ શરણે જ તારશે, ભાખ્યું મહાપ્રભુ જ્ઞાતા. ચિંતા. ૧૬
શરણે લીધા હરિ તારશે, દુષ્ટ સાધન પાખી;
સાધન સાધુ વેશથી, વાણી ગોસ્વામી ભાખી. ચિંતા. ૧૭
રવિમંત્ર કુંતા સફળ થયો, જદપિ મન સાંસો;
એ યુગત બળે ઉપજશે, હરિનો સુદ્રઢ ભરોંસો. ચિંતા. ૧૮
વિભીષણ ગંગા ડાકોરમાં, પ્રભુ વચન રહ્યો સંશે;
વસ્તુ માહાત્મ્ય તદપિ ના ચળ્યું, માહાફળ પામ્યાં બંધે. ચિંતા. ૧૯

૧૩ રીતે—રીતથી; સદાચારે; મર્યાદા માર્ગમાં. મર્યાદા માર્ગની રીતે થોડા જ ચાલી શકશે; તેથી જેટલાને શ્રી વલ્લભાચાર્યે શરણે લીધા છે તેટલા જ તે ગ્રહશે અને બીજા બધા ડૂબી મરશે, એમ કહેવાનું તાત્પર્ય છે. ૧૫ જેને ન ઘટે તેને પણ પોતાના બળથી મોક્ષ આપે તો જ પુષ્ટિ કહેવાય. દુષ્ટ હોય ને તે શરણે આવ્યો છતાં નહિ તરશે, એમ કહીને શું પોતાના માર્ગને પ્રભુ લજાવશે? ૧૬ જુઓ—

સર્વસામર્થ્યસહિતઃ સર્વત્રૈવાખિલાર્થકૃત્ । શરણસ્થસમુદ્ધારં કૃષ્ણં વિજ્ઞાપયામ્યહમ્ ॥
(શ્રીકૃષ્ણાશ્રયસ્તોત્ર)

૧૭ દુષ્ટ સાધન—દુઃખવડે કરી શકાય એવાં સાધન. ૧૮ કુંતાજીને સૂર્યના મંત્રથી કર્ણપુત્ર ઉત્પન્ન થયો હતો, એ દૃષ્ટાંત આપીને કવિ શરણમંત્ર ઉપર વિશ્વાસ રાખવાનું સૂચવે છે. ૧૯ રાવણને માર્યા પહેલાં અને લંકા જિત્યા પહેલાં શ્રીરામચંદ્રજીએ વિભીષણને લંકાની ગાદી ઉપર વાનરસભા સમક્ષ રાજ્યાભિષેક કર્યો હતો. તે વખત વિભીષણના મનમાં શંકા આવી હતી કે, કદાચ રાવણ ન જિતાયો, તોપછી મને રાજ્યાભિષેક કરેલો મિથ્યા નહિ થાય? તેમ જ દંતકથા પ્રમાણે ડાકોરમાં રણછોડરાયજીને સોનાસાટે આપવાનું ગુગળીઓએ ગંગાબાઇને કહ્યું. તે વખતે ગંગાબાઇએ પોતાના નાકમાં ફક્ત સવા વાલ સોનાની વાળી હતી તે તોલમાં મૂકી હતી, અને તે વખતે તેને શંકા

શ્રી મહાપ્રભુજીને છે તારવા, તે તો કયમે નવ બૂડે;
નથી જે વિચાર્યાં તે નહિ તરે, કોટી કરી કર્મ રુડે. ચિંતા. ૨૦
ચંડાળણી રાજ્યપત્ની થઈ, બાકી શું રહ્યું થવાનું;
અપમાન જો કદાપિ થશે પણ, રાણી પદ ના જવાનું. ચિંતા. ૨૧
અપરાધી ઈંદ્ર સરીખડો, જગમાં ના મળે જોડી;
તદપિ કૃપા તેની તે હરિ, નાખ્યો ના તરછોડી. ચિંતા. ૨૨
આત્મસાત ઈશ્વર કરે, તેહને કલંક ન લાગે;
જાણી દોષી કરે દાસને, ક્ષમાનું કામ જાગે. ચિંતા. ૨૩
આત્મનિવેદન જેણે કર્યું, જ્ઞાને અથવા અજ્ઞાને;
તેને કશી પછે વેદના, મિથ્યા શોચે તું શાને. ચિંતા. ૨૪
ભક્ત્યાદિ સાધન નથી કર્યું, પાપ આસક્તિ છે પૂરી;
કૃષ્ણ નામ હાંસીકૃત* કરે, નિરભે પદ મળે ભૂરિ. ચિંતા. ૨૫
નિઃસાધનને ઉદ્ધારવા, શ્રીવિઠ્ઠલજી પધાર્યાં;
સ્ત્રી શૂદ્રાદિ ઉદ્ધારિયાં, શરણે બહુ ખલ તાર્યાં. ચિંતા. ૨૬
પુષ્ટિ સૃષ્ટિની ઉપરે, વેદનું બળ છે નહિ નહિ;
ઈશ્વર ઈચ્છાથી સહુ, બીજું કંઈ સંભવે નહિ નહિ. ચિંતા. ૨૭
તે જ પુષ્ટિ જે નસાધની, મારગ ભર રુચિ જેને;
સાધનવશ નથી પુષ્ટ ફળ, મળે છે આપે તેને. ચિંતા. ૨૮

થઈ હતી કે, આટલા સોનાથી પ્રભુ તોલાશે કે કેમ? પરંતુ બંનેને પ્રભુએ વચન આપેલું, એટલે તે સફળ જ થયું હતું. ૨૧ જુઓ–

चाण्डालीचेद्राजपत्नी जाता राज्ञा च मानिता ।
कदाचिदपमानेऽपि मूलतः का क्षतिर्भवेत् ॥ (अंतःकरणप्रबोध)

૨૩ આત્મસાત–પોતાનો. દોષી–દૂષિત. પ્રભુ ક્ષમા કરવાને અને દીનતા ઉપજાવવાને ભક્તને જાણીને તેઇને દૂષિત બનાવે છે. ૨૪ જુઓ–

अज्ञानादथवा ज्ञानात्कृतस्त्वात्मनिवेदनम् ।
यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना ॥ (नवरत्न)

૨૫ હાંસીકૃત–મશ્કરીના રૂપમાં પણ. * પાઠ–'कृष्ण तवाहं સકૃત કહે.' ભૂરિ–શ્રેષ્ઠ, ઉત્તમ. ૨૮ નસાધની–સાધન વગરની.

ઉભય વરણી શુભકૃતિ કરે, બેહુ સમજણ ન્યારી;
પહેલો માને કૃતિ મેં કરી, બીજે હરિ રુચિ ધારી. ચિંતા. ૨૯
માની કૃતિ જેણે નિજ બળે, જૂઠો અતિશે તે કહાવે;
થવી થવાની ના રહે, સહેજે પણ બની આવે. ચિંતા. ૩૦
વરણ મર્યાદામાં મન જેહનું, તેને સાધન ભાવે;
ફળ કશુંકે ના કૃપા વિના, પુષ્ટ વરણ કહાવે. ચિંતા. ૩૧
મહાપ્રભુ કહ્યું મારે વિષે, પ્રતીતિ કૃષ્ણ વ્યાપિ;
તે તો કૃતારથ થઈ ચૂકયા, શોચવું ના કદાપિ. ચિંતા. ૩૨
આત્માદિક વસ્તુ સહુ, તે શ્રીકૃષ્ણને ન અરપી;
અરપાવી શ્રી મહાપ્રભુ, મિથ્યા સીદ મરે ડરપી. ચિંતા. ૩૩
રુક્‌મિણી પત્ર સંબંધથી, બ્રાહ્મણ પૂજ્યો ભગવંતે;
તુજને સંબંધે શ્રી મહાપ્રભુ, શેં ના રહે નિશ્ચિંતે. ચિંતા. ૩૪
કુબેર સુત પાપી તારિયા, નારદ વચન હરિ રીઝી;
શ્રીવલ્લભ વચનથી કહે તુને, ક્યમ નહિ તારે શ્રીજી. ચિંતા. ૩૫
વેદ વિરુદ્ધ પાંડવ સહુ, ભક્તિ કુંતા સંબંધે;
તું પણ ભક્ત મહાપ્રભુ બળે, સમજાય ના અંધે. ચિંતા. ૩૬
અગ્રપૃષ્ટે પેહેડી તરે, ઇકોતેર શત કહી છે;
હરિ ભક્ત તો એક છે, સરવે ભક્ત કહીં છે. ચિંતા. ૩૭
બ્રાહ્મણ કર ગ્રહે બ્રાહ્મણી, થઈ સ્ત્રી શૂદ્ર સમાણી;
બ્રહ્મ સંબંધથી ક્યમ ભલું,* માન્યું છે વેદવાણી. ચિંતા. ૩૮

૨૯ ઉભયવરણી–બંને જાતના; સાધન કરનારા અને નિઃસાધની ભક્ત; મર્યાદામાર્ગી અને પુષ્ટિમાર્ગી. ૩૧ કશુંકે–કંઈપણ. ૩૨ ફક્ત રુક્ષ્મિણીજીના પત્રના સંબંધથી–પત્ર લઇને ગયો, તે ઉપરથી ભગવાને બ્રાહ્મણની પૂજા કરી હતી; તો તને તો શ્રીમહાપ્રભુજીનો સંબંધ છે, તો પછી શામાટે ચિંતા કરે છે? ૩૪ કુબેરસુત–યમલાર્જુન. નારદના વચનથી યમલાર્જુનને તાર્યાની વાત ભાગવતમાં છે. ૩૬ પાંડવો વ્યાસથી નિયોગવડે ઉત્પન્ન થયા છે, તેથી વેદવિરુદ્ધ છતાં તે કુંતાજીની ભક્તિના સંબંધથી તર્યા હતા. ૩૭ અગ્રપૃષ્ટે–આગલી અને પાછલી.

* "પાઠ–બ્રહ્મ સંબંધથી ક્યમ ભક્ત ના તું."

નૃપકર ગ્રહે ખાંડું નૃપસમુ, તેણે વરી તે પણ રાણી;
હરિકર ગ્રહ્યો તું પણ ત્યમ થયો, વાણી વેદ વખાણી. ચિંતા. ૩૯
चिंता कापि न कार्या, निवेदितात्मभिः कदापि;
વચન એ શ્રીવલ્લભ તણું, ચિંતા કેઈ પેરે વ્યાપી. ચિંતા. ૪૦
આદિથી તે અંત લગી, પ્રભુ ધારી મૂક્યું છે તારું;
તે જ રીતે સહેજે પણ થશે, નિશ્ચે નરતું કે સારું. ચિંતા. ૪૧
ભાવી મટે જો વિવેકથી, તો પંડિત સહુ હોય સુખિયા;
ડાહ્યા ઘેલાનું પ્રમાણ ક્યાં, બંને સુખી બંને દુખિયા. ચિંતા. ૪૨
જ્યમ રાખે ત્યમ રહી ગા હરિ, હું કર્તાપણું હરીને;
પુષ્ટિ પથક પ્રભુ ભૂંડું નહિ કરે, કદાપિ નિજનો કરીને. ચિંતા. ૪૩
ચિંતા કરીશ તદપિ તું થકી, ઓછું વત્તું શું થાશે;
સુખદુઃખ શ્રીકૃષ્ણ હાથમાં, કલપે ભજન ભૂલાશે. ચિંતા. ૪૪
કૃતિ જે શુભાશુભ મતિવડે, તે તો અરપી છે શ્રીહરીને;
પય પોતાનું કહેવાય ક્યમ, ધેનુ અર્પણ કરીને. ચિંતા. ૪૫
દોષ સાધન નિજનાં માનિયાં, નિવેદન સાચું શાનું;
સાચું માન્યું છે તો સાક્ષી થા, તારું ન કશું તેમાંનું. ચિંતા. ૪૬
સાધન બળ છે જો મનમાં, તો અન્યાશ્રય દરિયો;
નિઃસાધનપણું ભાગિયું, કોઈ સાધનથી ના તરિયો. ચિંતા. ૪૭
શરણ મારગ આ પૃથક છે, સઘળું સિદ્ધ કૃપાથી;
કશું નથી થાવું જીવથી, જીવ તરશે તે શાથી. ચિંતા. ૪૮
તદપિ ભ્રમણા જીવ ધરમ છે, સૂક્ષ્મરૂપ વિચારી;
નિજપદ નાથ લગાડશે, ટળશે ભ્રમણા તારી. ચિંતા. ૪૯
યથા કૃતિ જો સહુ બણે, મદ ઉપજે એ સાચું;
ગોવિંદદાસ ભલા જુઓ, સાચું કર્યું પણ્યું કાચું. ચિંતા. ૫૦

૩૯ ખાંડુ-તલવાર. રજપૂત રાજાઓમાં પ્રત્યક્ષ પુરુષને બદલે તેની તલવાર સાથે પરણાવવાનો રિવાજ છે; અને એમ તલવાર સાથે પરણેલી પણ રાણી જ ગણાય છે.
૪૨ ભાવી—ભવિષ્યમાં થનાર વાત. ૪૪ કલપે-ચિંતા કરવાથી.

ન્યૂન વિના ન આવી દીનતા,દીનતા વણ કો ન તાર્યા;
માધવદાસ, રાણા, વ્યાસ તો, ભ્રષ્ટ કરીને ઉગાર્યા. ચિંતા. ૫૧
નારણદાસ ગોડ દેશના, કૃષ્ણદાસ અધિકારી;
ગુણ વાધ્યે ગરવ ઉપજ્યો, તે થયા દુઃખકારી. ચિંતા. ૫૨
દોષ ભાસે આવે દીનતા, હરિ કરુણા ત્યારે વાધે;
ખેતર સુધરે જ્યમ ખાતરે, તેથી બહુ અન્ન લાધે. ચિંતા. ૫૩
શેઠ સુતા બાઈ રુક્ષમણી, રીઝવ્યા હરિ કરી સેવા;
તદપિ દીનતા ના મટી, વખાણી વિઠ્ઠલ દેવા. ચિંતા. ૫૪
સહુ થકી તેવું થવાય નહિ, બહુ સાધન મદ ફાંસો;
દર્પ રહિત થોડું પણ ભલું, ધર ધડ બરદ ભરોંસો. ચિંતા. ૫૫
આત્મ નિવેદન જીવને, કૃતિ કરવી જે સારું;
ચિંતામણિ મૂક્યો પેટીમાં, ધંધો શોભાને સારુ. ચિંતા. ૫૬
કર શુભ કૃતિ રતિ રાખીને, જેટલી બની આવે;
ઇચ્છા પ્રમાણે નિપજશે, મન સંધે શેંના નસાવે. ચિંતા. ૫૭
કશું કરવા સંમ્રથ નથી, નિજ બળ જીવ કોઈ;
પણ કર્ય કહેવું સંભવે, વ્યવહારને જોઈ. ચિંતા. ૫૮
પિતા પુષ્ટ અંગીકૃત જીવને, લક્ષણ એહવાં આપે;
શુભ કૃતિ ગર્વ ન ઉપજે, અનુચિત દુઃખ વ્યાપે. ચિંતા. ૫૯
ગોપીજન જેવાંને ગર્વથી, તપાવ્યા ગિરધારી;
દીનતા આવી દીઠા હરિ, સમજો એ વિચારી. ચિંતા. ૬૦
એ અકલગતિ દયા નાથની, સમજી સમજે ને ચૂકે;
પણ એટલું તો નિશ્ચે ખરું, હરિ કર ગ્રહીને ન મૂકે. ચિંતા. ૬૧

૫૧–૫૨ ગોવિંદદાસ, માધવદાસ, રાણા, વ્યાસ (વિજાપુરનો), નારણદાસ, કૃષ્ણદાસ એ બધા ભક્ત થઈ ગયા છે, અને તેમની કથાઓ બસો બાવન વૈષ્ણવની વાર્તામાં છે.
૫૪ રુક્ષ્માણી ભક્તાણીની કથા પણ ચોરાશી વૈષ્ણવની વાતમાં છે. ૫૫ દર્પ–અહંકાર. ધ્રડ–દૃઢ. ૫૭ રતિ–પ્રેમ. સંધે–સંદેહ. ૬૦ ગોપીઓને પ્રેમનો ગર્વ ઉપજ્યો ત્યારે રાસલીલામાં પ્રભુએ તેમને તજી દીધી હતી, અને પછી તેમનામાં દીનતા આવી ત્યારે દર્શન દીધાં હતાં. રાસ પંચાધ્યાયીમાં આ કથા છે.

# શ્રીદશમસ્કંધલીલાનુક્રમણિકા

—:૦:—

## રાગ—આશાવરીની ચાલ

શ્રીગુરુદેવને પ્રથમ હું પ્રેમથી લાગું પાય;
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભુ શ્રીયમુના શુભદાય. ૧
શ્રીગોપીજનવલ્લભ ગુણનિધિના ગુણ ગાશ;
દશમસ્કંધ અનુક્રમ પદબંધ કરીને પ્રકાશ. ૨
શ્રીભાગવતની કથા કહું અમૃત સમ પવિત્ર;
તેહતણું પણ દોહોવણ કેવળ કૃષ્ણ ચરિત્ર. ૩
તે પણ વિસ્તારે વર્ણવતાં ઘણીએક લાગે વાર;
માટે સંક્ષેપ સ્મરણ થાવા અનુક્રમ કરુંરે ઉચ્ચાર. ૪
સ્કંધ દ્વાદશમામાં દ્વાદશ અધ્યાયે કથાય;
પ્રથમ સ્કંધથી અનુક્રમે સંક્ષેપે બારે ગવાય. ૫
સૂત પુરાણિ કહે સુણો શાનકાદિક મુનિ શાંત;
નવમ સ્કંધ સમાપ્તિ પછી કહ્યું છે જે વૃત્તાંત. ૬
પરીક્ષિત રાજાએ પૂછ્યો શ્રીશુકદેવને પ્રશ્ન;
ઇંદ્રસમ મારા પ્રાણરક્ષક તમે કહો છો એ કૃષ્ણ. ૭
તેનું ચરિત્ર વિસ્તારે કહો થોડે તૃપ્તિ ન થાય;
વચન સુણી પ્રસન્ન થયા મુનિ વરણી કહી સહુ કથાય. ૮
પૃથિવી સુખારથ બ્રહ્માદિએ સ્તવન કર્યું જગભૂપ;
હરિએ જણવ્યું જાઓ પ્રકટીશ વ્રજમાં શ્રીકૃષ્ણ સ્વરૂપ. ૯
વળતી આકાશવાણી દ્વારે કંસને કહી એક વાત;
દેવકીનો ગર્ભ આઠમો તે તારો કરશે ઘાત. ૧૦
દેવકીસહ વસુદેવને કારાગૃહમાં નાંખીઆ કંસ;
મૃત્યુ ભીતિ ધરી ભગિનીના અષ્ટ સુતનો કર્યો ધ્વંસ. ૧૧
ત્યાર પછી માયા મોકલીને શ્રીહરિએ દીધું કામ;

રોહિણી માતા ગર્ભ ધરે જ્યારે બલરામ. ૧૨
ત્યારે તું નંદ સુતા થઈ અવતરજે વ્રજમાંહે;
પછી પ્રભુ દેવકીઉર વસ્યા, બ્રહ્માદિ સ્તવ્યા ત્યાંહે. ૧૩
વળતી પરમેશ્વર પ્રકટ્યા વસુદેવે વર્ણવ્યું રૂપ;
દેવકી સહિત સ્તુતિ કરી વળતાં વધ્યા ભવભૂપ. ૧૪
પૂર્વ વૃત્તાંત કહ્યું પછી કહી વ્રજ જાવાની પેર;
તેમ વસુદેવે વિશ્વંભર પધરાવ્યા નંદજીને ઘેર. ૧૫
કન્યા લાવ્યા ત્યાંથી તેની કંસે કરવા માંડી ઘાત;
તેણે કહ્યું તારો શત્રુ તો કયહું પ્રકટ્યો છે સાક્ષાત. ૧૬
કંસે તદા તરછોડીઓ વસુદેવ દેવકી બેહુ;
સાંત્વન કરી બળ જ્ઞાન કથ્યું જણાવ્યો બહુ સ્નેહ. ૧૭
દૈત્ય સંગે કરી મંત્ર, કહ્યું છેદો વિષ્ણુનાં મૂળ;
સાધુ બ્રાહ્મણ ગાયને પીડો, હણો લઘુ બાળ અતુલ. ૧૮
વળતી જે શ્રીકૃષ્ણ પ્રકટ્યા વ્રજમાંહે આનંદરૂપ;
મહા ઉત્સવ ત્યાંહે થયો, સહુ વ્રજજન વ્રજભૂપ. ૧૯
વાર્ષિક ભરવા વ્રજેશ ગયા પછી મધુપુરી માંહે;
મળવું થયું વસુદેવજીનું નંદજીને ત્યાંહે. ૨૦
વસુદેવ કહે કાંઈ ઉપદ્રવ ભાસે મુને વ્રજ માંહે;
માટે વાર્ષિક દેઈ વેળાસર નંદજી જાજો ત્યાંહે. ૨૧
પૂતનાના પયપાનને મિષે પ્રભુએ શોષ્યા પ્રાણ;
આપી દયાનિધિએ ગતિ ઉત્તમ જનુનીની પ્રમાણ. ૨૨
ધૂમ તેના દેહદહનનો જોઈ કહ્યું નંદે એ જ;
અહો ભાઈ! વાસુદેવ દીસે કોઈ મોટા દેવ. ૨૩
શકટ ભેદન કરી માર્યો તૃણાવર્ત મહા અસુરેશ;
વળી માતાને દેખાડ્યું મુખવિષે વિશ્વ અશેષ. ૨૪

૧૨ એક પ્રતમાં આ લીટીને બદલે "દેવકીથી રોહિણી ઉદરે ધરે જેમ બલરામ," એવો પાઠ છે, અને તે કિંવદન્તી છે. તેથી મૂળમાં અમે ભાગવતનો પાઠ છે તે જ અર્થવાળો પાઠ સ્વીકાર્યો છે.

એકાંતે પછી ગર્ગ મુનિએ ધર્યાં કુંવરનાં નામ;
કારણ બતાવ્યાં વિવેકશું શ્રી કૃષ્ણ ને બળરામ. ૨૫
ધૂર્તવલા(?) ગોપીજન ઘેર મૃત્તિકા ભક્ષણ જે;
દધીનું પાત્ર ભાંગ્યું માટે બંધન કર્યું ભાખ્યું તે. ૨૬
ભક્તવશત્વ જણાવવા બંધાયા અનુબલ દામ;
વૃક્ષ પાડ્યાં યમલાર્જુન શ્રાપ મૂકાવ્યો તે ઠામ. ૨૭
કુબેરસુત નલકુબર કરી યક્ષ સુત સાક્ષાત;
નંદાદિએ મળી ધાર્યું ગમન દેખી બહુ ઉત્પાત. ૨૮
વૃન્દાવન જઇને વસી ત્યાં કર્યું બાળ ચરિત્ર;
વચ્છચારણની લીલા કરી મળી સમવય બહુ મિત્ર. ૨૯
વળતી તો વધ વચ્છાસુર કર્યો, બકને તજાવ્યું શરીર;
માર્યો અઘાસુર ગોપરક્ષણ, કર્યું મહાબળ ધીર. ૩૦
ભોજન કીધું સખા સહ હરખે શ્રીયમુનાને તીર;
મોહ્યા વિધિ દેખી હરિ નવ ભુક્તે ઉચ્છિષ્ટ આહાર. ૩૧
વચ્છ ગોપાદિ સર્વનું પછી હરણ કર્યું બ્રહ્મદેવ;
ગોસુત ગોપાદિ સર્વ થયા શ્રી હરિ સ્વયમેવ. ૩૨
બ્રહ્માનો મોહ ગયો અને હરિ સ્તવ્યા લેઈ શરણ;
ગોચરણ મહાક્રીડા કરી, ધેનુકાસુરનું કર્યું મરણ. ૩૩
વળતી શ્રીકૃષ્ણ પધાર્યા વ્રજ કરતા વેણનું ગાન;
વનશોભાએ ભર્યાં બહુ ગોપીજનને કરે સુખદાન. ૩૪
વિષથી વિમૂર્છિત ગોપ જગાડ્યા કરી અમી દૃષ્ટ;
કાલિદમન કર્યું, નાગપત્નીની સ્તુતિ કહી સ્પષ્ટ. ૩૫
કાલ આવ્યાનું કારણ કથ્યું વહ્નિ વ્યથા કરી ચૂર;
રમતાં રમતાં મારી નાંખ્યો બલિ પ્રલંબાસુર. ૩૬
ગોગોપ ભય થકી રાખ્યાં કીધું દાવાનળ પાન;
વર્ષા ઋતુ વરણી કહ્યું કૃષ્ણ વેણું શું ગાન. ૩૭
કાત્યાયની વ્રત કન્યકા કીધું નિરાવરણ સ્નાન;
વસ્ત્ર હર્યાં વ્રજનાથજી આપ્યાં સહિત ફલદાન. ૩૮

વરણ્યું વૃન્દાવન વૃક્ષ ભાગ્ય મુનિ યાંચ્યા ગોપેન્દ્ર;
લીધું ભોજન ઋષિપત્ની કૃપા કરી ધર્મધુરિન્દ્ર. ૩૯
તાપ પશ્ચાત દ્વિજે કર્યો ભાખ્યો ભાગ્યો ઈંદ્રયજ્ઞ;
અન્નકુટ આરોગ્યા શ્રીકૃષ્ણે ધર્યો ગોવર્ધન મગ્ન. ૪૦
મર્દન ગર્વ સુરેશનો કર્યો વર્ણ્યું ગર્ગવચન;
ગોપ સાથે નિવારણ કર્યો નંદે તે કર્યું કથન. ૪૧
ઇન્દ્રધેનુએ સ્તુતિ કરી ધર્યું ત્યાં ગોવિન્દ નામ;
વ્રતાદિ ધર્મ આશ્રિત ક્લેશથી નંદને છોડાવ્યા શામ. ૪૨
નંદાદિક સર્વ વ્રજજનને આપી પછી વૈકુંઠ ગતિ;
વેણુનાદ કરી મોહને મોહ્યા ગોપિજન અતિ. ૪૩
વ્રજબાળા તેડી રમણ કર્યું ગોપીને આવ્યું અભિમાન;
અંતરધ્યાન થયા હરિ, વળતી કર્યું સુખદાન. ૪૪
રાસક્રીડા બહુ વિધે કરી જળ સ્થળ લીલા આનંદ;
મહા સર્પના ગળ્યા થકા હરિએ મુકાવ્યા નંદ. ૪૫
શંખચૂડને હણી પ્રભુએ ટાળ્યો ગોપીઓનો ત્રાસ;
યુગલ ગીત વર્ણન ગોપી વનક્રીડા કરી અવિનાશ. ૪૬
માર્યો અરીદય સુર હરિ કંસ નારદની કથાય;
અક્રૂર કથની ગુહ્ય કેશી હણ્યો શ્રી વ્રજરાય. ૪૭
નારદે નંદકુંવરને મળી સ્તુતિમાં કહ્યું રે ભવિષ્ય;
માર્યો વ્યોમાસુર ગોપ રક્ષા કરી શ્રી જુગદીશ. ૪૮
વળતી આવ્યા અક્રૂર વ્રજ વિષે નિરખવા શ્રી કેશવરામ;
આનંદ પામ્યા અતિઘણો, પુરી પ્રભુ વાંછિત કામ. ૪૯
હરિ હળધરને એકાંતે અક્રૂર સહુ કહી કંસ વાત;
વિરહવિલાપ ગોપીજન કર્યો પ્રભુ પધાર્યા સાક્ષાત. ૫૦
અક્રૂરને હરિ હૃદય વિષે દર્શન દીધું અનૂપ;
સપૂલક સુત સ્તુતિ કરી મધુપુરી પધાર્યા જગભૂપ. ૫૧
રજકતણું શિર છેદ્યું, વાયકને દીધું વરદાન;
માળી સુદામાને પ્રસન્ન, કર્યું કુબ્જાનું સન્માન. ૫૨

ધનુષ ભાગી ને રથ હણ્યા દુસ્વપ્રભય કંસ દાન;
રંભભૂમિ વિષે ગજ હણ્યો કુવલયાપીડ મહાન. ૫૩
રંગભૂમિ વિષે દીઠા પ્રભુને જેને જેવો રે ભાવ;
મલ્લ માર્યા કંસ ભ્રાત સહિત હણ્યો પામીને દાવ. ૫૪
માતુલ પત્નીઓનું કર્યું સાંત્વન દેઈ સર્વને ઉપદેશ;
માતાપિતાનું હણી દુઃખ સંતોષ્યા સ્વજન અશેષ. ૫૫
રાજ્યાભિષેક કર્યો ઉગ્રસેનને સુંદર શામ;
સાંત્વન કરી નંદાદિકને મોકલ્યા શ્રીગોકુળ ગામ. ૫૬
પછી દ્વિજાતિ સંસ્કાર કરીને પધાર્યા ગુરુધામ,
વિદ્યા ભણી સહુ પ્રસન્ન કર્યાં સાંદીપન કૃષ્ણ રામ. ૫૭
મૃતક પુત્ર આચારજને આપ્યો લાવ્યા* ઘર પંચજન;
ફરી પધાર્યા મથુરા વિષે હરખિયાં સર્વ જન. ૫૮
પછી વ્રજમાં ઉદ્ધવ મોકલ્યા નંદ યશોદા મિલાપ;
ચાકત થયા ઉદ્ધવ દેખી ગોપી પ્રેમ પરિતાપ. ૫૯
સાંત્વન કરી વ્રજનાર આવ્યા મધુપુરી હરિજન;
કુબ્જાસદન પધાર્યા હરિ વળતા અક્રૂર ભવન. ૬૦
અક્રૂરને પછી પ્રેર્યા પ્રભુ ગજપુર જન પાસ;
પાંડવ પૃથા વ્યથા હરી બોધ કર્યો દૃગ નાશ. ૬૧
પૂરણ થયું પૂર્વાર્ધ હાવાં ઉત્તરાર્ધ કહેવાય;
સાંભળ કહે શુકદેવજી પ્રીતે પરીક્ષતરાય. ૬૨

ઇતિ પૂર્વાર્ધ

## અથ ઉત્તરાર્ધ

વૈયાસકી એમ બોલ્યા સાંભળ તું ભૂપતિ;
જામાત્ર વધ સુણી દુઃખ થયું જરાસંધને અતિ. ૧
આવ્યો ચઢી તેની હણી સૈના સર્વ;
કોટ રચાવ્યો કુશસ્થળ આવ્યો યવનશું ગર્વ. ૨

* પાઠઃ—મારી અસુર પંચજન.

ભસ્મ કર્યો કાળયવનને દીધાં મુચકુંદ લોચન;
સ્તવન કર્યું ભૂપ શ્રીહરિ વર દીધો થઈ પ્રસન્ન. ૩
મનુષ્ય નાટય એ જરાસંધથી પલાયણ કર્યું આપ;
દ્વારામતિમાં પધાર્યા ટાળ્યું પરવત તાપ. ૪
રૈવત કન્યા રેવતી બળભદ્રજી પરણ્યા;
રુક્ષ્મણી પ્રેર્યા દ્વિજના પછી સંદેશ વરણ્યા. ૫
કુન્દીનપુર પધારી પ્રભુ કીધું રુકિમણી હરણ;
કર્યો પરાજય શત્રુનો ને તેની સેનાનું મરણ. ૬
રુકમૈયાને પટા પાડીને પ્રભુ કીધો વિરૂપ;
રુક્મિણી સહિત પધાર્યા દ્વારિકા જગભૂપ. ૭
વેદ વિધિએ વર્યા પછી શ્રી ઋક્મિણી દ્વારીકેશ;
પ્રકટયા પ્રદ્યુમ્ન હરી ગયો સમર અસુરેશ. ૮
કૃષ્ણ કુંવર તેને હણી, આવ્યા સ્ત્રી સહ ધામ;
હરખ્યાં રુકિમણી આદિ સર્વે દેખી સુત અભિરામ. ૯
સૂર્ય થકી સ્યમંતક મણિ પામ્યો સત્રાજીત;
માંગ્યો શ્રીકૃષ્ણે આપ્યો નહિ થયું સહજ વિપરીત. ૧૦
તે મણિ માટે ઉગ્રસેનનું થયું વ્યાઘ્રથી મરણ;
અપવાદ તેનો લૌકિકમાં લાગ્યો અશરણ શરણ. ૧૧
વ્રથા કલંક ઉતારવા હરિએ યાદવ સાથે;
વન જઈ વેરી ઉગ્રસેનનો સિંહ દેખાડ્યો નાથે. ૧૨
તેનો રિપુ રીંછ જણાવિયો આગળ અટકી સહુ બેઠા;
ગુફા ભયંકર રીંછની તે માંહે પ્રભુ એકલા પેઠા. ૧૩
યુદ્ધમાં હારી જાંબવાને ત્યાં પુત્રી સંગે પરણાવ્યા;
જાંબવતી મણિ સહિત લઈ હરિ દ્વારિકાં આવ્યા. ૧૪
આપ્યો મણિ સત્રાજીતને લઈ જ્ઞાન પામ્યો;
સત્યભામા સુતા કૃષ્ણને પરણાવી દુઃખ વામ્યો. ૧૫
વળતી શ્રીહરિ હળધર બેઉ પધાર્યા ગજપુર;
શતધન્વા પ્રેર્યો ઉભયે કૃતવર્મા અક્રૂર. ૧૬

તેણે સત્રાજીતને હણ્યો નાઠો હરિ ભય ધારી;
કૃષ્ણરામ સહ આવી પુઠે જઇને નાંખ્યો મારી. ૧૭
પ્રભુ કહ્યું મણિ નથી એક ને રામ કૌતુક ભાસ્યું;
ગયા મિથિલાપુરી રીસમાં રુદન પ્રકાસ્યું. ૧૮
ગદાયુદ્ધ દુર્યોધનને ત્યાં શિખવ્યું રામ;
મણિ મળ્યો અક્રૂરથી દાખ્યો હળધર શ્યામ. ૧૯
ઈન્દ્રપ્રસ્થ પ્રભુ પધાર્યાં પછી પાંડવ ધામ;
અર્જુન સહ વન ક્રીડતાં લાવ્યા કાલિંદી વામ. ૨૦
દ્વારામતી પધારી વર્યાં કૃષ્ણ કૃષ્ણા રાણી;
મિત્રવૃંદા હરી લાવ્યા સત્યા પટ્ટરાણી. ૨૧
ભદ્રા વર્યાં પછી લક્ષ્મણા ઉદ્વાહ વખાણ;
માર્યો નરકાસુર મૂર હણ્યો તજાવ્યા પીઠ પ્રાણ. ૨૨
તામ્રાદિકને હણ્યા હરી કન્યા સોળ હજાર;
દ્વારિકાં મોકલી યત્નશું બાળા હરખી અપાર. ૨૩
કુંડળ અરપી અદીતિને કર્યું છત્રનું દાન;
પારિજાત પુષ્પસાટે તોડ્યું ઇન્દ્રનું અભિમાન. ૨૪
જીતી સુરેશને લાવ્યા સુરતરુ નિજ ધામ;
સંભોગ પામે સર્વે ત્રિયા સંતોખ્યાં સતભામ. ૨૫
પાણિગ્રહણ રાજકન્યા સહુનું કર્યું નાથે;
પરિહાસ કૌતુક પ્રભુ કર્યું રુક્મિણી સાથે. ૨૬
વેણ વિપરીત સુણીને થયાં મુરછિત દગપાણી;
સાંત્વન કરી કૃષ્ણે આલિંગી મનાવ્યાં પટરાણી. ૨૭
પછી પ્રતિઉત્તર પ્રેમદા પ્રભુવચનના કીધા;
સુણીને સંતોખ્યા શ્રીહરિ સામા સહુ અર્થ સીધા. ૨૮
સોળ સહસ્ર સહ સરવને થયા દશ દશ પુત્ર;
એકકી પુત્રી પણ થઈ એવું હરિઘરનું સૂત્ર. ૨૯
અનિરુદ્ધ ઉદ્વાહમાં પછી રુક્મિને હણ્યો રામે;
ચિત્રલેહા અનિરુદ્ધને લાવી ઓખાને ધામે. ૩૦

ઓખા સહિત અનિરુદ્ધને પછી બાંધ્યાં બાણે;
હરિહરનું યુદ્ધ થયું ઘણું વરણ્યું જાય ન કાને. ૩૧
ભવે જવ સ્તુતિ ભગવંતની કીધી દીનતા દાખી;
ભુજ બાણાસુરના હરિ છેદ્યા યુગ યુગ રાખી. ૩૨
સ્તવ્યા માધવને ઉમાધવે બળસુત વર દીધો;
ઓખા વરી અનિરુદ્ધને જગમાં જશ કીધો. ૩૩
નૃગ નૃપ મહાક્કલાશની કૃષ્ણે ગતિ કીધી;
ભક્તિ વિમુખ બ્રહ્મસ્વનો દોષ એ શિખ દીધી. ૩૪
બળભદ્ર પછી વ્રજમાં ગયા સહુજન સુખ દીધું;
આકર્ષણ યમુનાજીનું કાંઈ કારણે કીધું. ૩૫
પૌઢ્યક પ્રાણ હર્યાં હણ્યો કાશીરાજ મહાપાપી;
કાશીનું દહન કર્યું હરિએ શિવને ભસ્મ આપી. ૩૬
રેવતાચળે બળભદ્રજી લીધા દ્વિવિદના પ્રાણ;
સાંબકુંવરે લક્ષ્મણા હરી ત્યાંહાં રામ વખાણ. ૩૭
ગજપુર ગંગામાં નાખતાં નમ્યા માટ તે બચાવ્યા;
હળધર કૌરવબળ હણી વધુ સહ સુત લાવ્યા. ૩૮
નવીન લીલા નિરખી નારદે હરીની પ્રીતિધામ;
સંશય મટચો અકલિત પ્રભુ કહી કર્યો પ્રણામ. ૩૯
નારદ ચરણ પૂજ્યા પ્રભુ ગૃહસ્થની વિધિ દાખી;
નિત્ય કૃતિ શ્રી કૃષ્ણની અતિ અદ્ભુત ભાખી. ૪૦
સભા સુધરમાને વિષે શોભા અદભુત;
ત્યાં નૃપ પાંડવકૌરવના આવ્યા યુગ દૂત. ૪૧
ઉદ્ધવાદિ મંત્રી સાથે મનસુબો કીધો;
વિચારી સર્વ શક્ર પ્રસ્થ જવાનો નિશ્ચય કીધો. ૪૨
છોડાવ્યા નૃપ કરી સાંત્વના સ્વસ્થાને બોલાવ્યા;
ભીમ કૃષ્ણ (?) શ્રીકૃષ્ણજી સુખે નિજ ગ્રેહે આવ્યા. ૪૩
સર્વ થકી આદે કર્યું અર્ચન કૃષ્ણચરણ;
દુષ્ટ લેખી શિશુપાલનું પ્રભુએ કીધું મરણ. ૪૪

સ્વજન સહિત ધર્મરાયજી કીધું અવભૃથ સ્નાન;
જળ સ્થળ બ્રહ્મ સુયોધનનું મોડ્યું અભિમાન. ૪૫
સાલવ અને પ્રદ્યુમ્નનો વરણવ્યો સંગ્રામ;
માયાપુર ભંજન કર્યું આવી સુંદરશામ. ૪૬
સાલવ સહ દંતવક્રનો પ્રભુએ આણ્યો અંત;
ભ્રાત તેના સતલીલામ માર્યા ભગવંત. ૪૭
રામ પધાર્યા તીર્થને તે કથા આલાપી;
સુતને હણ્યો સુત તેહેનો સ્થાપ્યો વર આપી. ૪૮
બલવલને બળદેવજી માર્યો તે ઠામ;
સકળ તીર્થ પાવન કરી પધાર્યા બળરામ. ૪૯
પાર્થનું સારથપણું કર્યું કથ્યું ગીતાનું જ્ઞાન;
મિત્ર સુદામો આવ્યા તેનું કીધું સન્માન. ૫૦
પૂજીને ગુરુ ગ્રહવાસની* વારતા મળી કીધી;
શક્રને દુર્લભ સંપદા એવી હરિભક્તને દીધી. ૫૧
સૂર્ય ગ્રહણ મિષે પ્રભુ કર્યું કુરુક્ષેત્ર પવિત્ર;
કુટુંબ સહિત પધારિયા ત્યાંહાં મળ્યા સહુ મિત્ર. ૫૨
ગોપીજનસું હળ્યા મળ્યા વાંછિત ફલ આપ્યું;
દાન પ્રત્યક્ષ સ્વરૂપનું કર્યું વિરહ દુઃખ કાપ્યું. ૫૩
કૃષ્ણા સુકૃષ્ણની રુક્મિણી આદે રાણી;
મળી વિવાહની વાર્તા નિજનિજની વખાણી. ૫૪
કૃષ્ણે ઋષિ પૂજન કર્યું કીધો વસુદેવે યજ્ઞ;
વિજ્ઞાન બોધ નારદે કર્યો વસુદેવને મન મગ્ન. ૫૫
પુત્ર આપ્યા ખટ દેવકી મૃત્યુ પામેલા લાવી;
ભક્ત જાણી અર્જુનને બેહેન સુભદ્રા પરણાવી. ૫૬
મિથિલાપુરીમાં પધારીને કીર્તિ ભક્તની કીધી;
બહુલાસ્વ રંક સુતદેવની સેવાસમ ગણી લીધી. ૫૭

* બાળપણમાં ગુરુને ત્યાં હતા તે વખતની અને ઘર સંસારની.

નારાયણ નારદ તણો સંવાદ પવિત્ર;
વેદ સ્તુતિ પરબ્રહ્મની કરી સાર ચરિત્ર. ૫૮
શંભુદાસ* વૈભવ મળે હરિજન નહીં કામ;
ત્યાં કથા કહી વૃકે હર ગ્રહ્યો રાખ્યા હરિ ટળ્યો ભ્રમ. ૫૯
કોણ વડું ત્રણે દેવમાં માંડ્યો વાદ મુનેશ;
ભૃગુએ જઈ નિશ્ચે કર્યું વિષ્ણુ છે સરવેશ. ૬૦
અર્જુન ગર્વ ઉતારવા હર્યા બ્રાહ્મણ બાળ;
લોકાલોક થકી પર જઈ આણી આપ્યા ગોપાળ. ૬૧
કૃષ્ણક્રીડા રતિરસ ભરી શકું કયમ વખાંણી;
પતિ પ્રેમે પટરાણી સહુ વરણી વિરહે વાંણી. ૬૨
અસુરવ્યામોહ થવા કરી લીલા અંતરધ્યાંન;
નિત્ય ક્રીડા શ્રીકૃષ્ણ છે દૈવીજન દાંન. ૬૩
એ દશમ અનુક્રમણિકા ગુરુ પ્રભુજી પ્રતાપ;
પૂરણ કરી પદબંધથી ન્યૂનાધિક માફ. ૬૪
એકસોને એકત્રીશ છે પદ પૂરણ સાર;
અથ ઇતિ લગી હરિ કથા સંક્ષેપ વિસ્તાર. ૬૫
શંકરીતટરે સોહામણું ચારુ ચંડીરે ગ્રાંમ;
શ્રી શેષશાઈ પ્રભુ વસે ત્યાંહાં કવિ વિશ્રાંમ. ૬૬
વિપ્ર નાગર સાઠોદરો નાંમ ભટ **દયારામ**;
દીક્ષા વૈષ્ણવ વલ્લભા ગાય ગુણ ઘનશામ. ૬૭
ગાય શીખે ને સાંભળે વૈકુંઠ પદ પામે;
સકલ પાપ સંતાપ સેહજે નાશ સર્વે પામે. ૬૮

ઇતિ શ્રીદશમસ્કંધની અનુક્રમણિકા સંપૂર્ણ.



* શંભુદાસ-(?)    ૬૬. શંકરીતટ—નર્મદા નદીનો કિનારો. ચંડીગ્રામ—ચાંડોદ.

# કાળજ્ઞાનસારાંશ

## દોહા

શ્રીગુરુ ગિરિધરલાલપદ—પંકજ કરું પ્રણામ;
સકલ પાપ સંતાપહર, અભિમતિ પૂરણકામ. ૧
કાલજ્ઞાન કથા ઘણી, તેમાંથી ગ્રહી સાર;
કથન પ્રયોજન જેટલું, કીધું સરળ પ્રકાર. ૨
શંકરે ઉમિયાને કહ્યું, અરલકને મુનિ દત્ત;
તે પ્રમાણ ગ્રહી મેં કથ્યું, રખે લહો મન મત્ત. ૩
દુર્લભ મનુષ્યદેહ છે, આવે કોઇક વાર;
તે પામ્યાનો લાભ એ, ભજવા નંદકુમાર. ૪
જન્મ્યું તેને મરણ તો, જ્યારે ત્યારે થાય;
પણ તેને ધન્ય જેનો, હરિ ભજતાં દિન જાય. ૫
તેમ સંસારી જીવથી, સદા ભજન ક્યાં થાય;
પણ અંતે સઘળું તજી, ભજવા શ્રીવ્રજરાય. ૬
અંત સમય કેમ સમજીયે, કેટલું અળગું મૃત્ય;
તે સંશય છેદન કરું, કહું સમજાવી ગત્ય. ૭
કાંઈ સવેળા થાય જેમ, આગળ કાલનું જ્ઞાન;
ત્રિવરસથી દિન એક લગી, એવું કહું વિધાન. ૮
શ્વાસોશ્વાસ સદા વહે, નાસા દક્ષિણ વામ;
રંધ્ર ઉભય રવિ ચંદ્રમા, ઈડા પિંગલા ઠામ. ૯
ડાબી ઈડા શશિ સમજ, જમણી પિંગલા સૂર;
પલટાયે ઘટિ પંચમાં, જોતો રહે ચતુર. ૧૦
રાત દિવસ દશ ભાનું સુર, વહ્યો નિરંતર જાય;
પાંચ વરસ આયુષ લહી, નિશદિન ગોવિંદ ગાય. ૧૧
એક પાસ એક રાતદિન, વહે વાયુ એક ધાર;
ત્રણ વરષ આયુષ લહી, ભજવા નંદકુમાર. ૧૨

યુગ્મ દિવાનિશિ પિંગલા વહન કરે જ અખંડ;
યુગ્મ વરષ આયુષ પણ, હરિ ભૂલે યમદંડ. ૧૩
ત્રણ્ય અહરનિશ એક પુટ, વહ્યા કરે જો વાય;
વર્ષ એક લગી જીવવું, જાણી ભજવા વ્રજરાય. ૧૪
દેવપંથ ધ્રુવ ને શશિ, અરુંધતી નિજ છાય;
જે ગગને દેખે નહીં, એક વરષમાં જાય. ૧૫
રવિકિરણ દેખે નહીં, જોય અનલ શશિવર્ણ;
તે એકાદશ માસમાં, અંતે પામે મર્ણ. ૧૬
મુત્ર પુરિષ ભરી વાપિકા, કનક રજત સમ રંગ;
જાગ્રત સ્વપ્ને જો લખે, દશ માસે તનુ ભંગ. ૧૭
ભૂત પિશાચ ગાંધર્વનગર, વૃક્ષ કનક સમભાસ;
જે જનને તે જન્મનો, નવમે મહિને નાશ. ૧૮
દીપ સુવર્ણ સરીખડો, દીસે દેહ વિરૂપ;
નવ માસે નર મરણ લહિ, સમરી લે વ્રજભૂપ. ૧૯
કનક સદૃશ નર કૃષ્ણ છબી, શૂરો બીહીકણ થાય;
સુમતિ વિકારિ પ્રકૃતિ ફરે, આઠ માસે મરી જાય. ૨૦
પુષ્ટ થકો કૃશ પલકમાં, કૃશ તે પુષ્ટ જ દષ્ટ;
એવી પ્રકૃતિ ફર્યા પછી, જીવે મહિના અષ્ટ. ૨૧
રજ કર્દમ ડગલાં ભરે, અધ પગલાં દેખાય;
સાત માસ જીવ્યા પછી, પરલોકે તે જાય. ૨૨
કપોત ગર્ધવ ઉલૂક કાગ, બેસે જેને શીશ;
ખટ માસે મરવું લહી, તે સમરે જગદીશ. ૨૩
નિશા ચંદ્ર દિન રવિ વહે, શ્વાસ માસ લગી એક;
તો જીવન ખટ માસ લગી, હરિ સમરે સુવિવેક. ૨૪
અવર વિધિ વળી એક છે, ભરિ શુભ ભાજન નીર;
તેહેમાં સૂરજ બિંબને, જોવું વિના સમીર. ૨૫

૧૫. દેવપંથ—આકાશગંગા. ૨૨. કર્દમ—કાદવ. ૨૫. ભાજન—વાસણ. સમીર—પવન.

જો દીસે ખાંડું દક્ષિણે, તો આયુષ ખટ માસ;
ત્રિ પછમ બે ઉત્તરે, એક જ પૂરવ પાસ. ૨૬
મધ્ય છિદ્ર જો દેખિયે, તો આયુષ દશ દિન;
દયા ભજન શ્રી કૃષ્ણનું, કરિયે થઈ આધીન. ૨૭
વળી કહું શુભ એક વિધિ, દુર્લભ યોગી જન;
લક્ષણ છાયા પુરુષનાં, સમજી લે ધરિ મન. ૨૮
એકાંતે ઉભા રહી, રવિ રાખવો પૃષ્ટ;
નિજ છાયાને નિરખિયે, કંઠે અનિમિષ દષ્ટ. ૨૯
લક્ષ મંત્રનો મંત્ર હરિ, નામ એક શત આઠ;
અબંધ કર પદ રાખિયે, મનમાં કરિયે પાઠ. ૩૦
વળતી વ્યોમ વિલોકિયે, દીસે છાયા પુર્ષ;
સ્ફાટિક સરખો ઊજળો, ફળ સમાન હરિ દર્શ. ૩૧
ઉજ્વળ દીઠે શુભ સદા, જ્યારે દીસે શામ;
તો મૃત્યુ ખટ માસમાં, સમજી સમરો રામ. ૩૨
પીતે વ્યાધિ રક્તમય, નીલે હત્યા હોય;
તો ઉદ્વેગ જ ઉપજે, નાના વર્ણે જોય. ૩૩
દક્ષણ બાહુ ન દેખિયે, નિજ બંધુનું મૃત્ય;
ખટ માસે વા વર્ષ વા, બે વર્ષે તો સત્ય. ૩૪
જો નવ દીસે વામકર, સ્ત્રી મૃત્યુ તેમ જાણ;
બંધે બાહુ ન દેખિયે, પોતાનું પરમાણ. ૩૫
મરણ માસમાં શિશવણ, સમજી લે ધીમંત;
જંઘા નહિ વા સ્કંધ નહિ, અષ્ટ દિવસમાં અંત. ૩૬
છાયા લોપ સમૂલગી, તત્ક્ષણ મૃત્યુ થાય;
અવર વિધાન કહ્યું નથી, ગ્રંથ ઘણો વધી જાય. ૩૭
આનંદ હસતી દેખિયે, જો પોતાની છાય;
આયુષ મહિના ચારનું, અધિકું નવ કહેવાય. ૩૮

૨૬. પછમ-પશ્ચિમ. ૩૩. નાના વર્ણે-જૂદી જૂદી જાતના રંગનો.
૩૫. બંધે-બંને. બાહુ-હાથ.

લોચન અંગુલિ દાબતાં, જ્યોતિ જુએ ન જેહ;
ચોથે માસે તે મરે, એક પક્ષ છે એહ. ૩૯
ચોદિશ દેખે વિજલી, અભ્ર વિના આકાશ;
ઇંદ્રધનુષ આભાસ જલ, જીવે બે ત્રણ માસ. ૪૦
દિન તારા રજ ચોદિશે, ઇંદ્રધનુષ નિશિ જોય;
તે નરને બે માસમાં, નિશ્ચે મૃત્યુ હોય. ૪૧
ઘુંટણ ભમ્ર સરીખડા, પડે ચાલતાં ત્રાસ;
એવાં જેને ચિહ્ન તે, જીવે એક જ માસ. ૪૨
સોળ દિવસ લગી સૂર્ય સ્વર, ચલે ન કરે ઉપાય;
એક માસ જીવી કરી, તે જન જમપુર જાય. ૪૩
સંપૂર્ણ શશિ નિત્ય વહે, નહીં રવિ સ્વર આભાસ;
વેહેલો તે હરિને ભજે, આયુષ એક જ માસ. ૪૪
તૈલ, તોય, ઘૃત, કાચમાં, નિજ તનુ જોય પ્રત્યક્ષ;
દીસે શિશ રહિત ધડ, જીવે એક જ પક્ષ. ૪૫
જેની કાયા સુંઘતાં, શબ અસ્થિ દુરગંધ;
અધમાસે તેને પણ, નિશ્ચે મરણ સંબંધ. ૪૬
ટચલી અંગુલિ દેખિયે, વચલૂ વેઢું શામ;
ત્યારે જીવન સોળ દિન, સમજી સમરો રામ. ૪૭
શીતલ લાગે રવિ પ્રભા, સંતાપે શશિકિરણ;
પવન ઉષ્ણ શીત ન સમજ, તો અધમાસે મરણ. ૪૮
સંગે છૂટે પવન સહ, મૂત્ર પુરીષ જ બેહ;
દશ દિવસે તે નર મરે, તેમાં નહિ સંદેહ. ૪૯
સ્વલ્પે અંગુલિ દગ દબ્યે, ચક્ર અરુણ રંગ શામ;
નવ દીસે દિન દશ થયે, તે પોહોંચે યમધામ. ૫૦
ન્હાતાં કર પદ ને હદે, સહુ પેહેલાં સૂકાય;
શોષ શમે નહિ જલ પિયે, દશ દિવસે મરી જાય. ૫૧

૫૦. દગ–આંખો.

અરુંધતી ધ્રુવ વિષ્ણુપદ, તારક મંડલ માત્ર;
અંડ વિષે તે પિંડમાં, પણ જાણે સદપાત્ર. ૫૨
ભ્રગુટિ વિષ્ણુપદ જાણિયે, નવ દેખે જે જંત્ર;
તેને કૃષ્ણુ ન ભૂલવા, જીવન છે નવ દિન્ન. ૫૩
બે તારા નિજ નેત્રના, માત્રા મંડળ સાચ;
નવ દેખે નર તે તણુ, આયુષ દહાડા પાંચ. ૫૪
ધ્રુવ નાસાગ્ર ન દેખિયે ત્રિદિન મરણ છે સત્ય;
જિવ્હા તે જ અરુંધતી, લખે ન તે દિન મૃત્ય. ૫૫
એક અંગુલિ બે ગણે, એક ચન્દ્ર યુગ જોય;
સછિદ્ર દેખે છાય નિજ, શીઘ્ર જ મૃત્યુ હોય. ૫૬
પ્રેત ભેટિયે વિષ ભખી, ખર થૈયે અસ્વાર;
જાગ્રત સ્વપ્ને દેખિયે, જાણ કાલ તત્કાલ. ૫૭
પિત્ત સદન વાયુ વસે, પિત્ત જાય કફ ઠામ;
કફ આવી કંઠે બસે, સદ્ય જાય જમધામ. ૫૮
નિશા દાધ હોય શીત દિન, કંઠ વિષે કફ હોય;
તેને કશો ઉપાય નહિ, તે જન જમપુર જોય. ૫૯
ગુદા ભ્રષ્ટ હોય હીન સ્વર, સંગે ખાંસી શ્વાસ;
વ્યાકુલ હિકવા શોષ તનુ, જમપુર તેનો વાસ. ૬૦
હ્રદય ચરણ નાભિ તથા, નાસા શીતલ હોય;
શિષ તપ્ત જેનું રહે, તે નવ જીવે કોય. ૬૧
બુદ્ધિ લજ્જા પ્રભાદિક, સરવ સમૂળાં જાય;
દીપ જતાં નહીં વાસના, નિશ્ચે મૃત્યુ થાય. ૬૨
કિન્નર રીંછ ચઢ્યો થકો, ગાતો દક્ષિણ જાય;
એવું સ્વપ્ને દેખતાં, શીઘ્ર જ મૃત્યુ થાય. ૬૩
રક્ત કૃષ્ણ અંબર ધરી, હસતી ગાતી નાર;
તાણી જાય દિશ દક્ષિણે, શીઘ્ર જ મરણ વિચાર. ૬૪

૫૫. લખે–જુએ. ૫૯. દાધ–ગરમી.

જાણે કર્દમ સાગરે, બુડ્યો શિર પર્યંત;
એવું સમણું દેખતાં, સદ્ય સમજવો અંત. ૬૫
કાળો પુરુષ બિહામણો, શસ્ત્ર ઉગામી ધાય;
પથ્થર મારે સ્વપ્નમાં, તુરત મરણ કહેવાય. ૬૬
કર અંગુલિ રુંધ્યે કરણ, આત્મનાદ ન સુણાય;
સ્વભાવ જે જનનો ફરે, વહેલો જમપુર જાય. ૬૭
પોતાનું પ્રતિબિંબપર, લોચન માનવ દશ્ય;
એવું ચિહ્ન ઉદે થતાં, મરણ સમીપ અવશ્ય. ૬૮
માત પિતા ગુરુ દેવ દ્વિજ, વૃદ્ધ પૂજ્ય મહાપુરુષ;
નવ પૂજે નિંદા કરે, તેને મરણાકરષ. ૬૯
કર કપાલ ધરીને જુએ, કાંડું અનિમિષ દૃષ્ટ;
ક્રમ ક્રમ કૃશ ભાસે ભલું, પુષ્ટ થતાં મહાકષ્ટ. ૭૦
મરવું તો સમજે સહુ, પણ કયારે? નહિ ભાન;
એક દિવસ આડો રહે, ત્યાં જ લગી નહિ જ્ઞાન. ૭૧
જાણ્યાથી ભય ઉપજે, ત્યારે હરિ સમરાય;
પ્રીત પ્રભુ સાથે વધે, અવર અકારું થાય. ૭૨
તે માટે આ મરણનાં, પ્રકટ કથ્યાં મેં ચિહ્ન;
ચેતે તો હરિને મળે પરોપકાર વચન. ૭૩
આયુષ્ય એળે સહુ ગયું, ભજ્યા ન ક્ષણ ભગવંત;
તેનું પણ કલ્યાણ છે, જો સમરે હરિ અંત. ૭૪
અંતકાળ હરિ સમરતાં, સદ્ય ટળે મહા દોષ;
જેમ ગંજીફે આખરી, બુજ કરે સહુ સોપ. ૭૫
બે ઘટિમાં ખટ્વાંગ જેમ, પામ્યો પૂરણ બ્રહ્મ;
સાચે મન પ્રભુ સમરતાં, તું પણ પામીશ તેમ. ૭૬
સહુ સાધનનું શિરમણિ, મરમ ન જાણે મંદ;
સાચે પ્રેમે સમરવા, રામકૃષ્ણ ગોવિંદ. ૭૭
આચાર જ પ્રભુ સરિખડા, જાવું તેને શરણ;
નિત્ય રહેવું સત્સંગમાં, તજવાં દુષ્ટાચરણ. ૭૮

જો દિન હોયે પોહોંચતા, વ્રજ વૃન્દાવન જાય;
નહિ તો ધંધો સહુ તજી, જ્યાં ત્યાં ગોવિંદ ગાય. ૭૯
સતી બળવા જેમ નીકળે, તેને કશું ન મિષ્ટ;
તેમ તું મનથી સહુ તજી, પ્રિયકર જે પ્રભુ ઈષ્ટ. ૮૦
નિત્ય પ્રત્ય રહેજે નિરખતો, કહ્યાં તેટલાં ચિહ્ન;
મરણ જણાશે સવારું, હરિપદ ધરજે મન્ન. ૮૧
દ્વિજ નાગર સાઠોદરો, દયારામ હરિદાસ;
તેણે કાળજ્ઞાન આ, કીધો અર્થ પ્રકાશ. ૮૨

ઇતિ શ્રીમહાદેવઉમયાસંવાદે કાળજ્ઞાનસારાંશ મૃત્યુચિહ્નસહવર્તમાન
કવિ દયારામ વિરચિત વ્યાખ્યાન સમાપ્ત.

## અષ્ટોત્તરશત કૃષ્ણનામ માળા

(રાગ નર્મદાષ્ટકનો)

નમો નમો **મહાપ્રભુ** ગુરુ કૃપાનિધિ સદા,
અનાથનાથ દીનબંધુ હારી પાપ આપદા;
પ્રપન્ન પારિજાત માત તાત ભ્રાત શ્રીપ્રભુ,
અતિ પતિત પૂતકારી શ્રેયદા મહા વિભુ. ૧
વ્રજાધિપત્ય અત્યવામ સત્યવાચી શ્રીપતિ,
મદનમાનહારી શ્રીત્રિલોકસુંદરાકૃતિ;
પ્રસન્નવકત્ર નેત્ર ભવ્ય રમ્ય રાધિકાધવં,
સુગોપિકાપતિ પ્રિયે સુખાલયં સદાનવં. ૨

૧ પ્રપન્ન પારિજાત–શરણે આવેલાના કલ્પવૃક્ષરૂપ. પૂતકારી–પાવન કરનાર. શ્રેયદા–કલ્યાણ આપનાર. ૨ વ્રજાધિપત્ય–વ્રજના અધિપતિ. અત્યવામ–ઘણા સુંદર. સત્યવાચી–સત્ય બોલનાર. મદનમાનહારી–કામદેવનું પણ માન ઉતારે એવા રૂપાળા. ત્રિલોકસુંદરાકૃતિ–ત્રણે લોકમાં સુંદર સ્વરૂપવાળા. વક્ત્ર–મુખ. રાધિકાધવ–રાધાના પતિ. સુખાલય–સુખનું ધામ.

રસિકરાય રૂપરાશિ રાસલીલયારતિ,
અખંડઉર્ધ્વરેત નિત્ય માપતિ મહામતિ;
યદુકુલેન્દુ ગોપવંશભાનુ ભક્તવત્સલં,
દયાસમુદ્ર દીનબંધુ દક્ષ સુબલં અલં. ૩
મધુપુરી પુરેન્દ્ર ગોકુલેન્દ્ર ગોપનાયકં,
શ્રીદ્વારિકાધિપત્ય સત્યરૂપ ભદ્રદાયકં;
યશોદનંદનંદનં બલાનુજં કૃપાકરં,
શ્રીકૃષ્ણ રામ વાસુદેવદેવકીસુતં વરં. ૪
રમેશ રુક્મણીશ ઈશ શીશશેષ વલ્લભં,
અનંતકોટિ બ્રહ્મ આદિ વિશ્વદેવ દુર્લભં;
પુરાણપુરુષ પદ્મનાભ પ્રાણનાથ પ્રેમદા,
અનુપભા અનાદિરૂપ ધારી આદિ સુગદા. ૫
ત્રિગુણપુરુષ વ્યૂહુ કાળમાયબ્રહ્મકારણં,
સુદુષ્ટભ્રષ્ટકષ્ટદા સુદાસત્રાસવારણં;

૩ રૂપરાશિ–રૂપના ભંડાર. રાસલીલયારતિ–રાસલીલામાં પ્રીતિવાળા. અખંડ ઉર્ધ્વરેત–જેનું વીર્ય કદાપિ સ્ખલિત નથી થયું એવા. માપતિ–મા એટલે લક્ષ્મી તેના પતિ. યદુકુલેન્દુ–યદુકુળના ચંદ્રરૂપ. ભાનુ–સૂર્ય. દયા સમુદ્ર–દયાના સાગરરૂપ. દક્ષ–ચતુર. સુબલ–ઘણા બલવાન. અલં–પૂર્ણ. ૪ મધુપુરી–મથુરાં શહેર. ભદ્રદાયક–કલ્યાણ આપનાર. યશોદનંદનંદન–યશોદા અને નંદજીના પુત્ર. બલાનુજ–શ્રી બલભદ્રજીના નાનાભાઈ. કૃપાકર–કૃપાના આકર એટલે ખાણરૂપ. વાસુદેવ દેવકીસુત–વાસુદેવ અને દેવકીના પુત્ર. ૫ રમેશ–લક્ષ્મીના પતિ. રુક્મણીશ–રુક્મિણીના પતિ. શીશશેષ–શેષના મસ્તકરૂપ; શેષથી પણ શ્રેષ્ઠ. વલ્લભ–વહાલા. બ્રહ્મ–બ્રહ્મા. વિશ્વદેવ–સઘળા દેવો. દુર્લભ–પ્રાપ્ત થવા મુશ્કેલ. પુરાણપુરુષ–સૌથી જૂના પુરુષ; આદિ પુરુષ; નારાયણ. પદ્મનાભ–જેની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું એવા. અનુપભા–અનુપમ કાન્તિવાળા. ધારીઆદિ સુગદા–ગદા આદિને ધારણ કરનાર. ૬ ત્રિગુણ પુરુષ–સત્ત્વ, રજસ્, ને તમસ્, એ ત્રણ ગુણવાળા પુરુષરૂપ. વ્યૂહુ–વ્યૂહ; શ્રીકૃષ્ણ, સંકર્ષણ, અનિરુદ્ધ અને પ્રદ્યુમ્ન એ ચાર વ્યૂહ કહેવાય છે તે રૂપ; અથવા વિરાટ હિરણ્યગર્ભાદિ ચતુર્વ્યૂહરૂપ. કાળમાયબ્રહ્મકારણ–કાળ, માયા અને બ્રહ્મનું કારણ. સુદુષ્ટભ્રષ્ટકષ્ટદા–ઘણા દુષ્ટ અને ભ્રષ્ટ માણસોને કષ્ટ આપનાર. સુદાસત્રાસવારણ–સારા ભક્તોના ત્રાસ મટાડનાર.

અકુંઠજ્ઞાન અંતરજ્ઞ માધવં મનોહરં,
અમોઘઓઘ વિઠ્ઠલેશ કેશવં ગિરિધરં. ૬
ગરુડગામી ગોપીનાથ ચક્રપાણિ શ્રીહરિ,
મુકુંદ મેઘવર્ણ સર્વગર્વગંજનં અરિ;
અતિમતિગતિપતિ સતીરતિપતિપિતુ,
સુવ્રન્દકાનનેણુ વેણુપાણી વલ્લભીહિતુ. ૭
પતંગજાપતિ અતિ ઉદાર મર્દનંફણી,
ત્રિભંગી લાલ ગોરસાળ કીર્તિજાશિરોમણિ;
જનાર્દનં શ્રીવિષ્ણુ જીષ્ણુ ભૂધરં મધુરિપું,
પિતાંબરં અનંત સૌરી કંસહા સદાવપું. ૮
ઉપેન્દ્ર વિશ્વનાથ વેદકારણં સદાશિવં,
સુરેશ કીર્તિભાજનં પ્રભાવભા ચિરંજીવં;
અજીત યાદવેન્દ્ર યજ્ઞ મગ્ન સ્નેહસાગરં,
ભવારિ ભક્તભૂષણં અદૂષણં ઉજાગરં. ૯

અકુંઠજ્ઞાન–જેમનું જ્ઞાન કોઈ ઠેકાણે બાધ પામતું નથી એવા; સર્વજ્ઞ. અંતરજ્ઞ–અંતઃકરણની વાત જાણનાર. માધવ–લક્ષ્મીપતિ. અમોઘઓઘ–જેનો (કૃપા) પ્રવાહ સફળ છે એવા. સર્વ ગર્વગંજનઅરિ–દુશ્મનના તમામ ગર્વનો નાશ કરનાર. અતિમતિગતિપતિ–મહાબુદ્ધિ અને ગતિના પતિ. સતીરતિપતિપિતુ–સતી એવી રતિના પતિ જે પ્રદ્યુમ્ન તેના પિતા શ્રીકૃષ્ણ. સુવૃન્દકાનનેણુ–(?). વેણુપાણિ–જેનાં હાથમાં વેણુ–વાંસળી છે તે. વલ્લભી હિતુ–વલ્લભી સંપ્રદાયના વૈષ્ણવોના હિત કરનાર.

૮ પતંગજા–સૂર્યપુત્રી; યમુના. મર્દનંફણી–જમના નદીમાં પડેલા કાલીય નાગનું મર્દન કરનાર. ગોરસાળ–ગોરસ ખાનાર. કીર્તિજા–રાધિકાજી. મધુરિપુ–મધુ નામના દૈત્યને મારનાર. અનંત–જેનો અંત ના જણાય એવા. સૌરી–સૂર યાદવના વંશના. કંસહા–કંસને મારનાર. સદાવપુ–શાશ્વત સ્વરૂપ.

૯ ઉપેન્દ્ર–વિષ્ણુ. વેદકારણ–વેદનું કારણ. સદાશિવ–હંમેશાં કલ્યાણરૂપ. સુરેશ–દેવોના પતિ. કીર્તિભાજન–કીર્તિના પાત્રરૂપ. પ્રભાવભા–પરાક્રમને પ્રકાશ કરનાર. અજિત–કોઇથી ન જિતાય એવા. યાદવેન્દ્ર–યાદવોમાં શ્રેષ્ઠ. ભવારિ–સંસારના શત્રુ; સંસાર ત્રાસને મટાડનાર. ભક્તભૂષણ–ભક્તોના શણગારરૂપ. અદૂષણ–દોષરહિત. ઉજાગર–સદા જાગ્રત્.

ઇતિ લલિત નામદામ અષ્ટસત્ત ઉચ્ચરં,
રસિક રાધિકેશ વેશ નટ્ટનાગરં વરં;
સદૈવ પ્રેમયુક્ત જો પઠેત શ્રીહરિ જનં,
સુ તસ્ય ઉત્સવં દયા, ન આપદા કદા મનં. ૧૦

## શ્રીકૃષ્ણ અષ્ટોત્તરશતનામ ચિંતામણિ*

### છંદ ભુજંગ પ્રયાત

નમો શ્રીગુરુદેવ શ્રીકૃષ્ણસ્વામી, નમો નંદકુમાર સુપર્ણગામી. ૧
નમો શ્રીયશોદા અસુ મીન વારી, નમો શ્રીબળાનુજ આનંદકારી. ૨
નમો રાધિકાનાથ ગોપીશવૃંદા, નમો શ્રીયમુનાપતિ મોદકંદા. ૩
નમો ગોકુલાધીશ શ્રીશૈલધારી, નમો રાસવિહારી શ્રીજી મુરારી. ૪
નમો કુંજકેલીપ્રિયે રાય દાણી, નમો લાલ ત્રિભંગી શ્રીવેણુપાણિ. ૫
નમો દ્વારિકાધીશ લક્ષ્મીવિહારી, નમો ભક્તત્રાતા મહાકલેશહારી. ૬
નમો દેવકીપુત્ર આનંદસિંધુ, નમો દુષ્ટદ્વેષી અતિદીનબંધુ. ૭
નમો શેષ શંભુ સતીનાથ ધાતા, નમો કંસકેશીરિપુ મુક્તિદાતા. ૮
નમો ધર્મગોપ્તા હતા ભાર જગ્તી, નમો શેષશાયી હરિદાસ ભક્તિ. ૯
નમો વિશ્વહેતુ પતિ કાલ માયા, નમો પૂર્ણઅંશી વિભુ બર્દ્દ રાયા. ૧૦
નમો પુણ્યશ્લોકી પ્રભુ પૂતનામી, નમો રામરૂપી શુચિ ગુણગ્રામી. ૧૧
નમો દેવ દેવેશ ગોવિંદ વિશ્નુ, નમો યજ્ઞ યોગેશ ગોપાલ જીષ્ણુ. ૧૨
નમો નરહરિ નાથ નિર્વાણદાયી, નમો ચક્રપાણિ ગદા નીરશાયી. ૧૩
નમો ગોપિકામિત્ર સુભક્તલગ્ની, નમો રાધિકારૂપ સિંધુનિમગ્ની. ૧૪
નમો પુંડરીકાક્ષ સ્વાનંદભોગી, નમો જન્મ મૃત્યુ જરાદિ વિયોગી. ૧૫
નમો ગોપચૂડામણિ શ્રેયકારી, નમો શ્રી જગન્નાથ સ્વામી ભવારિ. ૧૬
નમો કોટિ કંદર્પ લાવણ્ય શૌરી, નમો પ્રાણજીવંન શ્રીવાણી ગૌરી. ૧૭

* બૃહત્ કાવ્ય દોહનમાં 'હરિનામ માળાને નામે આ છંદ છપાયો છે, પણ તેમાં કંઈ કંઈ અશુદ્ધિ હોવાથી અત્રે તે પુનઃ છાપ્યો છે.

૧૦ નામદામ—નામરૂપી માળા. અષ્ટશત—એકસો આઠ નટ્ટનાગર—નાગરનટ-રવ—સુંદર. પઠેત—ભણે. તસ્ય—તેને (તેનો). ૯. જગ્તી—જગત. હતા—હણનાર.

નમો સર્વશક્તિપતિ નિર્વિનાશી, નમો ઈશ આમોદ શ્રીતેજરાશિ. ૧૮
નમો વ્યાપી વૈકુંઠ આનંદહેતુ, નમો પ્રેમક્રીડા સનાતંન સેતુ. ૧૯
નમો ગોપતિ કોટિ બ્રહ્માંડસ્વામી, નમો શ્રીહૃષીકેશ જય અંત્રયામી. ૨૦
નમો આત્મયોનિ નમો નિર્વિકારી, નમો ધર્મભોગી નમો બ્રહ્મચારી. ૨૧
નમો સર્વસાક્ષી નમો સર્વકર્તા, નમો સર્વભર્તા નમો સર્વહર્તા. ૨૨
નમો બાલમુકુંદ પદ્માવિલાસી, નમો યાદવાધીશ વૈકુંઠવાસી. ૨૩
નમો શ્રીશ ચંદ્રાવલિચિત્તહારી, નમો સુંદરાંગી વૃંદાવંનચારી. ૨૪
નમો વલ્લભાધીશ વાગીશ જ્ઞાતા, નમો વિઠ્ઠલાધીશ પુષ્ટીશ ક્ષાતા. ૨૫
નમો ગોકુલેન્દુ રઘુનાથ સીતા, નમો સત્યભામાપતિ કામપિતા. ૨૬
નમો અક્ષરાતીત અચ્યુત પ્રેમી, નમો શ્રી વ્રજાનંદદાસ સુક્ષેમી. ૨૭
નમો શ્યામ નારાયણાનંદ શક્તિ, નમો કેશવાપાર પ્રાણેશ ભક્તિ. ૨૮
ઇતિ નામ શ્રીકૃષ્ણ આનંદકારી, મનોકામના સર્વ દાતા દુઃખારિ. ૨૯
મહા પાપ સંતાપ કૃતભૂતભસ્મી, સદા કાળ ગાજો સહુ જસ્મી તસ્મી. ૩૦
મળે પ્રેમ ભક્તિ વ્રજાધીશ ખાસી, સદા કાળ તે વ્યાપી વૈકુંઠવાસી. ૩૧
કર્ય પાઠ એ શ્રી હરિ જાય રીઝી, દયાના પ્રભુજી મળે તોષ ભીજી. ૩૨

## શ્રીકૃષ્ણજન્મ

### ગરબો

શ્રીગુરુ ગોવિંદને રે પ્રથમ પાયે લાગું;
પ્રાગટ્ય હરિનું રે ગાવાને મતિ માગું. ૧
પરીક્ષતે પૂછ્યું રે શુકજીને શિર નામી;
કૃષ્ણ કેમ જન્મ્યા રે તે મને કહો સ્વામી. ૨
ધન્ય ધન્ય કહી રે બોલ્યા શુકજી વાણી;
સાંભળ રાયજી રે હરિગુણ કહું વખાણી. ૩

૨૦. અંત્રયામી—અંતર્યામી. ૨૧. આત્મયોનિ—પોતાની ઉત્પત્તિનું કારણ પોતેજ. ૨૫. ક્ષાતા—વિખ્યાત. ૨૮. કેશવાપાર—કેશવ અને અપાર એટલે અનંત. ૩૦ જસ્મીતસ્મી—यस्मै तस्मै ગમે તે રીતે.

કારણુ કહું છું રે પૃથ્વી પીડા પામી;
ભાર વધ્યો બહુ રે બ્રહ્માએ કહ્યું શિરનામી. ४
સુર સહુ સાથે રે વિધિ ક્ષિરસાગર આવ્યા;
નારાયણુને રે સ્તુતિ કરીને રિઝાવ્યા. ૫
હરિએ જણાવ્યું રે ભૂમિનો ભાર હરીશું;
પૂર્ણ પુરુષોત્તમ રે વ્રજમંડળે અવતરીશું. ૬
સહુ સામગ્રી રે સિદ્ધ કરો તમે પેહેલી;
પ્રગટ થાવાની રે ઇચ્છા છે મને વેહેલી. ૭
સુણી એમ બ્રહ્મા રે બ્રહ્મલોકમાં પરવર્યા;
દેવ સર્વે રે ગોપ થઇને અવતર્યા. ૮
દ્રોણ સુત તે રે નંદરાય થયા જાણો;
પત્ની તે કેરી રે યશોદા પરમાણો. ૯
કંસને જણાવી રે આકાશવાણી ઘેરી;
ગર્ભ દેવકીનો રે આઠમો તારો વેરી. ૧૦
એમ સુણીને થઈ રે ચિંતા કંસ હૃદેમાં;
બેન ને બનેવી રે નાંખ્યા કારાગ્રહમાં. ૧૧
ચોકી મુકી રે મૃત્યુ તણો ભય જાણી;
ખટ સુત માર્યા રે દુષ્ટે દયા ન આણી. ૧૨
પછે પ્રભુએ રે મહા માયાને બોલાવી;
કરજોડીને. રે ઉભી રહી તે આવી. ૧૩
આજ્ઞા આપી રે એટલું કારજ કરજે;
દેવકી ઉદરથી રે શેષ રોહિણી ગર્ભ ધરજે. ૧૪
પછે અવતરજે રે તું નંદ નંદની થઇને;
તેજ પ્રમાણે રે કર્યું દેવીએ જઇને. ૧૫
પ્રભુજી પધાર્યા રે દેવકી ઉર આનંદે;
ગર્ભ સ્તુતિ કીધી રે બ્રહ્માદિ શ્રુતિ છંદે. ૧૬
તેજ ઘણું આવ્યું રે દીન દેવકી તનમાં;
તે અવલોકી રે કંસ બળે બહુ મનમાં. ૧૭

સેવક શિખવ્યા રે સૌ સાવધ થઈ રહેજો;
પ્રસવ થાતામાં રે મને આવી કહેજો. ૧૮
તાલાવેલી રે લાગી ક્ષણ નવ જંપે;
પળે પળે પૂછે રે કાળના ભયથી કંપે. ૧૯
એમ કરંતાં રે શ્રાવણ આવિયો સાર;
કૃષ્ણ પક્ષમાં રે અષ્ટમી ને બુધવાર. ૨૦
નક્ષત્ર રોહિણી રે અર્ધ નિશા ગઈ જ્યારે;
કળા સોળ પૂર્ણ રે શ્રીકૃષ્ણ પ્રગટ્યા ત્યારે. ૨૧
હરિજન હરખ્યા રે બ્રહ્મજ્ઞાની મન લાજ્યાં;
શિવ વિધિ ફૂલ્યાં રે દેવ દુંદુભી ગાજ્યાં. ૨૨
અદ્‌ભુત બાળક રે કમળનયન સુખકારી;
રૂપ ચતુર્ભુજ રે ગદા શંખ ચક્ર ધારી. ૨૩
પદ્મ પીતાંબર રે કિરીટ કુંડળ શોભે;
શ્રીવત્સ લક્ષ્મી રે ચિહ્ન કૌસ્તુભ મન લોભે. ૨૪
મેઘવર્ણ વપુ રે કેશ શંકુ ચિત્ત રાજે;
કંકણ કરમાં રે બાજુબંધ વિરાજે. ૨૫
નખશિખ સુંદર રે તિલક કેસરી કીધું;
માતપિતાને રે એવું દર્શન દીધું. ૨૬
દેવકી વસુદેવ રે સ્તુતિ કરી સ્નેહ આણી;
શ્રવણ કરીને રે શ્રી હરિ બોલ્યા વાણી. ૨૭
આજ પ્રમાણે રે ત્રણ જન્મ મેં લીધા;
પુત્ર થઈને રે પૂર્ણ મનોરથ કીધા. ૨૮
ઈત્યાદિક સહુ રે પૂર્વ કથા સંભળાવી;
વ્રજ જવાની રે વિધિ સહુ વ્હાલે બનાવી. ૨૯
અમને વ્રજમાં રે નંદને ઘેર પધરાવો;
ત્યાં પ્રગટી છે રે કન્યા એક તેને લાવો. ૩૦

ચિંતા ન કરશો રે સુખે સવળું થાશે;
અમ ઇચ્છાએ રે વિઘ્ન વેગળાં જાશે. ૩૧
બાળક રૂપે રે થયા પ્રભુ એવું કહીને;
વાસુદેવ ઉઠ્યા રે બેડી પડી દૂર જઇને. ૩૨
દ્વારનાં તાળાં રે સેહેજે સરવ ઉઘડિયાં;
સેવક સુતા રે નિદ્રા ધારણમાં પડિયાં. ૩૩
લાલજીને લીધા રે વસુદેવ ચાલ્યા હરખે;
છત્ર કીધું શેષે રે ઝરમર મેહુલો વરસે. ૩૪
આવી પોહોંચ્યા રે શ્રી યમુનાજી માંહે;
પરસવા* પ્રભુ પદરે ચઢ્યાં કાલિંદી ત્યાંહે. ૩૫
વસુદેવ વાર્તા રે હરિએ સરળ જાણી;
ચર્ણ વધાર્યાં રે સ્પર્શ કરતાં ઘટ્યાં પાણી. ૩૬
વળતા વસુદેવ રે શ્રીગોકુળમાં આવ્યા;
જશોદા પાસે રે પ્રાણજીવન પધરાવ્યા. ૩૭
પુત્રી લઇને રે મથુરા આવ્યા નિજ સ્થળમાં;
જે જેમ હતું રે તે તેમ થયું અર્ધ પળમાં. ૩૮
બાળકી રોઈ રે કંસને ખબર પમાડી;
આવ્યો તત્ક્ષણ રે દેવકીએ સુતા દેખાડી. ૩૯
ના ના કહેતાં રે દુષ્ટે ખુંચી લીધી;
જેવી પછાડી રે ગઈ વછૂટી તે ઉંચી. ૪૦
બાળા બોલી રે સુણ મુરખ મુજ વાણી;
શત્રુ તારો રે પ્રગટ્યો કહું લે તું જાણી. ૪૧
એમ સુણીને રે આશ્ચર્ય મનમાં લાવ્યો;
જૂઠું બોલી રે દેવે મને ભરમાવ્યો. ૪૨
વસુદેવ દેવકી રે કારાગ્રહમાંથી કાહાડ્યાં;
મેં વણવાંકે રે તમને કલેશ પમાડ્યાં. ૪૩

* પરસવા=સ્પર્શવા; અડકવા.

એજ કથા તો રે એટલે રહી એમ લહીએ;
હાવાં ગોકુળમાં રે કેમ થયું તે કહીએ. ૪૪
પુત્રનું પ્રાગટ્ય રે પ્રાતઃસમે સહુ જાણી;
નંદ યશોદા રે સુખ થયું ન વખાણી. ૪૫
વ્રજપતિને ઘેર રે નિર્ભય નોબત વાજી;
સુણી સર્જ્જનનાં રે ચિત્ત થયાં બહુ રાજી. ૪૬
ગોપીજન સહુ રે સજી સુંદર શણગાર;
નંદ ઘેર આવ્યાં રે નિરખ્યા પ્રાણાધાર. ૪૭
મોતીડે વધાવ્યા રે ગાતાં મંગળ ગીતે;
ઘણું ઘણું જીવો રે આશિષ એવી દીધી પ્રીતે. ૪૮
ગોપ સહુ આવ્યા રે ગોરસ સિકાં ભરીને;
નંદન નવરાવ્યા રે પૂરણ પ્રેમ ધરીને. ૪૯
દધી હળધરનો રે કીચ આંગણે સોહે;
આનંદ ઉત્સવ રે નિરખી સહુ જન મોહે. ૫૦
પૂરણ નાહ્યા રે નંદન શાસ્ત્રની રીતે;
દાન બહુ દીધાં રે દ્વિજને પૂરણ પ્રીતે. ૫૧
બંદીજન રે અતિ ધન દેઈ સંતોખ્યા;
પૂજ્યા સર્વેને રે પ્રેમ ધરીને પોખ્યા. ૫૨
શ્રી મહાલક્ષ્મી રે વ્રજપુર વસિયાં વાસેં;
આનંદસાગર રે ઉલટ્યો નંદ આવાસે. ૫૩
શોભા સઘળી રે કેમ મુખ જાય વખાણી;
સહુ સુખ સંપત્તિ રે શ્રીગોકુળ લ્યો જાણી. ૫૪
પ્રભુ પ્રગટ્યાનો રે ગરબો જે કોઈ ગાયે;
સ્નેહથી સુણતાં રે મનવાંછિત ફળ થાયે. ૫૫
પંચાવન પદ રે ક્ષમ રીતે સમાયો;
કૃષ્ણજન્મનો રે દાસ દયે જશ ગાયો. ૫૬



# કુંવરબાઇનું મામેરું

## રાગ ધોળ

પ્રથમ શ્રી ગુરુગોવિંદને નમું રે, ગાઉં ભક્તવત્સલનું ચરિત્ર;
મોસાળુ માધવે કર્યું રે. ટેક.
ગાતાં આનંદ મંગળ ઉપજે રે, પતિત પાવન પરમ પવિત્ર. મો. ૧
સોરઠ દેશમાં જીરણગઢ ગામ છે રે, નાગર વિપ્ર નરસૈં મેહેતા નામ. મો. ૨
માણિક મેહેતી સ્ત્રી, સુત શામળદાસ છેરે, કુંવરી કુંવરબાઈ ભાગ્યનું ધામ. મો. ૩
શ્રીરંગ મેહેતાના સુત સંગે એ વરી રે, તેને આવિયો સમય શ્રીમંત. મો. ૪
મામેરું કરવા મેહેતાજી આવિયા રે, છે સહાયમાં એક ભગવંત. મો. ૫
કુંવરબાઈ પિતા પ્રતિ બોલિયાં રે, વિના દામ આવ્યાનું શું કામ. મો. ૬
મેહેતો કહે પુત્રી મારી, હૈયે હાર મા રે, કોડ પૂરશે સુંદર શ્યામ. મો. ૭
મેહેતાને નીર નાહાવા તાતુ ધર્યું રે, સમોવણ માગતાં કહી વાંકી વાત. મો. ૮
મેહેતે ત્યાં જ ત્રિકમનું સ્મરણ કર્યું રે, પુરુષોત્તમે પ્રેર્યો વરસાદ. મો. ૯
એટલે મામેરાંની વેળા થઈ રે, નરસૈંયે સમર્યા શ્રીનંદકુમાર. મો. ૧૦
ઠાલી છાબ લેઈ મંડપમાં ધરી રે, કરે નાત ઠઠ્ઠોળી અપાર. મો. ૧૧
એવામાં શ્રીહરિ શેઠ થઈ આવિયારે, સાથે લક્ષ્મીજી છે શેઠાણી. મો. ૧૨
વસ્ત્ર મોટાં ને દ્રવ્યની ઠેલીઓ રે, મોટી મંડપમાં બહુ આણી. મો. ૧૩
સ્વરૂપ જોઈ સૌ ચકિત થઇને રહ્યું રે, ટળ્યા વેવાઈ વેવાણના ગર્વ. મો. ૧૪
વિઠ્ઠલ કહે વાણોતર હું મેહેતા તણો રે, મંગાવ્યા પ્રમાણે લાવ્યા સર્વ. મો. ૧૫
અમૂલ્ય અંબરે છાબ સુંદર સજીરે, આપ્યાં જેને જેમ જોઇએ તેને દામ. મો. ૧૬
સ્ત્રીમંડળ સંતોષ્યું મહાલક્ષ્મી રે, પુરુષ પ્રભુએ કીધાં પૂરણ કામ. મો. ૧૭
કુંવરબાઈ કમળાએ રુદિયાશું ચાંપિયાંરે, મારી પુત્રી તુને શેનાં કોડ. મો. ૧૮
શોળ શણગાર આપ્યા સોહામણા રે, મેહેતો સંતોષ્યા શ્રીરણછોડ. મો. ૧૯
અંતરધ્યાન થયાં બેઉ એવું કરી રે, હરિ સેવ્યાનું ફળ જુએ જગત. મો. ૨૦
આકાશથી નાંખી વળી કાંચળી રે, લાડ પૂરી પ્રસન્ન કર્યો ભગત. મો. ૨૧
પ્રસન્ન કરી પુત્રી સૌને હળીમળી રે, મેહેતાજી આવ્યા જુનાગઢ ઘેર. મો. ૨૨
જે કોઈ ગાય શિખે ને સુણે કહે દયો રે, તેને થાય શ્રી કૃષ્ણની મેહેર. મો. ૨૩

# શ્રીકૃષ્ણના ધ્યાનનું ધોળ

## ઢાળ

પ્રથમ પ્રભાતે શ્રી કૃષ્ણનું સ્મરણ કરીયેરે;
વ્રજની લીલા સઘળી હરિની સંગે ધ્યાને ધરીયેરે. ૧
હરિનો મુગટ તે તો વૈકુંઠનો સાર લહીયેરે;
હરિનાં કુંડલ તે તો સાંખ્ય યોગ નિશ્ચ કહીયેરે. ૨
હરિને નાકે મોતી રાધિકાનું રૂપ છેરે;
ચંદ્રાવળી ચીબુક આભરણનું સ્વરૂપ છેરે. ૩
હરિનું હસવું તે તો મોહિની માયા કેહેવાયરે;
મોરલી શિવજીનું સ્વરૂપ એવું વેદ ગાયરે. ૪
હરિનું તિલક શુદ્ધ પ્રેમને પ્રણામીયેરે;
કૌસ્તુભમણિ હૃદે જીવન તત્વ જાણીયેરે. ૫
શ્રીવત્સ લાંછન તે મણિની છાય જાણજોરે;
વનમાળા ગુંજા છે ભક્ત ઉર આણજોરે. ૬
માયા પીતાંબર ને છડી બ્રહ્મારૂપ લહ્યુંરે;
ઇંદ્રશૃંગી મેઘ કેશનું સ્વરૂપ કહ્યુંરે. ૭
સંગે ગોપીજન તે શ્રુતિઓ છે વેદનીરે;
ગોપ મંત્ર તેની વાત કહું ભેદનીરે. ૮
શ્રીરાધાજી કૃષ્ણ આત્મારૂપ પ્રેમભક્તિરે;
નંદજી તો અક્ષરબ્રહ્મ જશોદા જાણો મુક્તિરે. ૯
શ્રી ગોકુળ તે વ્યાપી વૈકુંઠ સાક્ષાત છેરે;
કરમાં કમળ વિશ્વરૂપ વેદે વાત છેરે. ૧૦
એવું ધ્યાન સદા શ્રી કૃષ્ણનું પ્રીતે ધરીયેરે;
વ્રજમાં વાસ મળે ભવસાગરને ક્ષણમાં તરીયેરે. ૧૧
સરવે વિસ્તારીને કહેતાં ગીત વાધી જાયરે;
માટે દાસ દયો કાંઇએક હરિના ગુણ ગાયરે. ૧૨

## અથ ચોવીશ અવતારનું ધોળ

(ભ્રેસપત તારો એક ઉગીયોરે–એ રાગ)

એ અવતાર શ્રીકૃષ્ણનારે, મચ્છરૂપ ધરી સત્ય વ્રત પાળ્યારે,
કચ્છરૂપે મંદ્રાચલ ઉધાર્યો. એ અવતાર શ્રી૦
શુકરરૂપે* હણી હિરણાક્ષ્ય મહી મુકાવીરે, નરહરિરૂપે હરણાકશ્યપ માર્યો. એ.
વામનરૂપે બળિ છળી ઇંદ્રને સંતોષ્યોરે, નક્ષત્રી પૃથિવી કરી ફરશુરામ. એ.
શ્રીરઘુવરજી રાવણ મારી સીતા લાવ્યારે, હળધરરૂપે ટાળ્યો દુષ્ટ ઠામ. એ.
બુદ્ધરૂપે યજ્ઞ નિંદ્યા દયા પાળીરે, મ્લેચ્છ માર્યા ધરી કલકીરૂપ. એ.
રષભરૂપે† પરમહંસ દીક્ષા દાખી, ભૂમિ દોહી રસ કાઢ્યા પૃથુભૂપ. એ.
હરિરૂપે ગ્રાહને માર્યો ગજ ઉગાર્યોરે, ધ્રુવવરદાયક પ્રભુજીનો અવતાર. એ.
નરનારાયણરૂપે બદ્રિકાશ્રમ તપેરે, બ્રહ્મચારી સનકાદિક ચાર. એ.
દત્તાત્રયરૂપે અલર્ક§ આદિ પ્રબોધ્યારે, હયગ્રીવ વાળી લાવ્યા વેદ. એ.
કપિલરૂપે સાંખ્ય યોગ પ્રગટ કર્યોરે, વ્યાસરૂપે રચ્યા નિગમ‡ ભેદ. એ.
યજ્ઞપુરુપ રુચીસુત સુરત્રાતારે, મનવંતર રક્ષણ કરવા એકરૂપ. એ.
મોહનીરૂપે અસુર મોહ્યા સુર સંતોષ્યારે, આયુરવેદ ધનવંત્રી સ્વરૂપ. એ.
ધવળ એ ચોવીશ સ્વરૂપનુંરે, ગાતાં સુણતાં હોય વૈકુંઠવાસ. એ.
સકળ સંતાપ પાપ ગયાં સમૂળાંરે, ન્યાહાલ થયો ગાતાં દયોદાસ. એ.

## શૃંગારનાં પદ અને ગરબી

### પદ ૧ લું, થાળ

તમો અહીંયાં સુધી હોરા આવોરે અલબેલાજી;
મારા મનમાં તો ઘણું ભાવોરે અલબેલાજી. ૧
વહાલાજી, એક વાત કહું તે લેજો માની, (૨)
સાસુથી છે છાનીરે અલબેલાજી. ૨

* શુકર–વરાહ. † રષભ–ઋષભદેવ. ‡ નિગમ–વેદ. § અલર્ક નામે એક પુત્ર મદાલસાને હતો. તે દત્તાત્રયનો શિષ્ય હતો અને તેની પાસેથી જ્ઞાનોપદેશ લીધો હતો. ૧ હોરા–પાસે.

વહાલાજી, મેં તો તમ માટે કીધા છે લાડુ, (૨)
તે જમો તો અંતર થાય ટાઢુંરે અલબેલાજી. ૩
વહાલાજી, દૂધપાક પૂરી ને કંસાર, (૨)
જમાડું વારંવાર રે અલબેલાજી. ૪
વહાલાજી, પકવાન મીઠાઈ ને મેવા, (૨)
કીધા છે રુચે તેવારે અલબેલાજી. ૫
વહાલાજી, અથાણાં ને અનોપમ શાક, (૨)
નાના વિધિ પાકરે અલબેલાજી. ૬
વહાલાજી, કુર કમોદનો ને દાલ તેવી, (૨)
કઢી છે જોઇએ જેવીરે અલબેલાજી. ૭
વહાલાજી, વળતું જેરે જોઇએ તે માગી લેજો, (૨)
ખારું ને મોળું કહેજો રે અલબેલાજી. ૮
સુણીને એવું પ્રભુજી પધાર્યા પ્રીતે, (૨)
જમ્યા તે રસરીતે રે અલબેલાજી. ૯
વહાલાજી, અછવાઈ આરોગો તંબોળ, (૨)
અધર રાતાં ચોળરે અલબેલાજી. ૧૦
વહાલાજી, જનદાસ દયો ગુણ ગાય, (૨)
જૂઠણ રસ ચહાયરે અલબેલાજી. ૧૧

## પદ ૨ જું, ગરબી

મહારે મહોલે આવો અલબેલા રે, શ્યામ સલુણાજી છેલા;
હોજી રે મહારે મહોલે આવો રે, અલબેલા રે શ્યામ. ટેક.
હળીમળી હસી રમી વાત કરીશું વહાલા;
આપણ પરમ પ્રેમ અલબેલા રે. શ્યામ સલુણાજી. ૧

૬ અનોપમ-(અનુપમ) જેને કોઇની ઉપમા આપી ન શકાય એવું ઉત્તમ. નાના વિધિ-જૂદી જૂદી જાતના. ૭ કુર—ભાત. કમોદ—એક જાતની ઉંચી જાતની ડાંગર. ૯ રસરીતે-જેથી જમવામાં સ્વાદ પડે એવી રીતે. ૧૦ અછવાઈ-જમ્યા પછી હાથ મોં ધોઈ ચોકખા થઈ. આરોગો-જમો. તંબોળ-નાગરવેલનું પાન. ૧૧ જૂઠણ રસ-જમતાં ભાણામાં વધેલી પ્રસાદી.

નટવર નાગર લલિત ત્રિભંગી;
દેખી કામ સરીખા થયા ઘેલા રે. શ્યામ સલુણાજી. ૨
નખશિખ સુંદર રૂપે રમો છો અમશું;
અરૂપ અસુર કહે મેલા રે. શ્યામ સલુણાજી. ૩
તે જ ચતુર ચિત ચરણ ચતુરભુજ;
અવર અવિદ્યાના ચેલા રે. શ્યામ સલુણાજી. ૪
કોટી સાધને તમો વશ નવ થાઓ વાહાલા;
સહજ પ્રેમ થકી સહેલા રે.* શ્યામ સલુણાજી. ૫
દયાના પ્રીતમજી શું મનડું લોભાણું મારું;
મારે મહોલે પધારો પળ વહેલા રે. શ્યામ સલુણાજી. ૬

## પદ ૩ જું, રાગ ધનાશ્રી†

મારો નેહ લાગ્યો રે, સખી સામળિયા સાથે;
મારો નેહ લાગ્યો રે, એ પાતળિયા સાથે. મારો નેહ. ટેક૦

૨ લલિત–સુંદર. ત્રિભંગી–ત્રણ ભંગવાળા; વાંસળી વગાડતી વખત ગરદન, કેડ, અને પગ ત્રણ ઠેકાણે શરીરને વાંકું વાળવું પડે છે તે ઉપરથી. એવી રીતે વાંકા વળી મોરલી વગાડતા શ્રીકૃષ્ણ ઘણા રૂપાળા દેખાય છે, માટે લલિત ત્રિભંગી કહેવાય છે. ૩ નખશિખ–પગના નખથી માથાની ચોટલી સૂધી. અરૂપ......મેલા–માયાથી મલિન એવા અસુર લોકો તમને અરૂપ–રૂપ વગરના નિરાકાર કહે છે. ૪ તે જ......ચેલા–તે જ માણસ ચતુર સમજુ છે કે, જેમનું ચિત્ત ચતુર્ભુજ એવા શ્રીકૃષ્ણભગવાનનાં ચરણમાં લાગેલું છે. બાકીના બીજા બધા અવિદ્યા એટલે માયાના ચેલા એટલે દાસ છે. ૬ પળ વહેલા–હમણાં જ; જલદીથી. * એક પ્રતમાં ૫ મી કડીને બદલે "કોઈ સાધને તમે સ્વપ્ને ના આવો, એક સાચા સ્નેહ થકી સહેલા રે" એમ છે.

† વૈષ્ણવોમાં એક આખ્યાયિકા છે કે, દયારામભાઈ પૂર્વજન્મે ગોપિકાનો અવતાર હતા. કોઈ કારણથી ભ્રષ્ટ થઈ આ અવતાર એમને લેવો પડ્યો. એમની ચિત્તસ્થિતિ નિર્મળ થતાં એમને પૂર્વજન્મનું ભાન થયું. તે વખતનું બનાવેલું આ પદ છે. એમાં પોતાને થયેલા જાતિસ્મરણનું વર્ણન છે. ટેક–નેહ–સ્નેહ; પ્રેમ.

સાંભરી આવે મને પ્રીત પૂરવની;
એ અનુભવ આજ જાગ્યો રે એ સામળિયા સાથે. સખી મારો. ૧
મનનો માન્યો અંતરનો ઇચ્છ્યો;
વર મળિયો છે મુખ માગ્યો રે એ સામળિયા સાથે. સખી મારો. ૨
દયાના પ્રીતમની સંગે નિશ દીન રમતાં;
આ ભવનો તે ભય આજ ભાગ્યો રે એ સામળિયા સાથે. સખી મારો. ૩

### પદ ૪ થું

ચિત મારું ચોરે રે વ્રજરાજ;
હું તો બીજું કાંઇએ ન માગું મહારાજ. ચિત મારું. ટેક.
એવી રીતે ચોરો જે કયહું ના જાય,
જ્યાર થકી તુજમાં અધિક લોભાય;
છૂટવાનો ના રહે એકુ ઉપાય. ચિત મારું. ૧
તસ્કર ઉપર કોઇને ન પ્યાર,
દેખી મુખ દંડનો ઉપજે વિચાર;
હું તો મારા પ્રાણ કરું બલહાર. ચિત મારું. ૨
માગું નહિ ચક્રવર્તિ પદ સ્વર્ગ,
માગું નહિ યોગ સિદ્ધિ અપવર્ગ;
માગું નહિ બ્રહ્મસદન પદ ભર્ગ. ચિત મારું. ૩

૧ પ્રીત પૂરવની–પૂર્વજન્મની પ્રીતિ; પૂર્વજન્મે એક બીજાને પ્રેમ સંબંધ હતો તે. એ......જાગ્યો–અંતરાત્મામાં એ વાતનો અનુભવ આજ તાજો થઈ આવ્યો. ૨ મનનો માન્યો–મનથી સ્વામી તરિકે માની લીધેલો. અંતરનો ઇચ્છયો–મનમાં જેની ઇચ્છા હતી તે જ. મુખ માગ્યો–મોઢેથી જે માગ્યો તે જ. ભવનો ભય–સંસારમાં ફરી આવવાની બીક; જન્મમરણની બીક.

૨ તસ્કર–ચોર. દેખી મુખ–મુખ જોઇને. દંડ–સજા. પ્રાણ કરું બલહાર–પ્રાણ ઓવારી નાખું. ચોરના ઉપર કોઇને પ્રેમ ના ઉપજે, પણ તેને જોતાં જ તેને સજા કરવાનો બધાને વિચાર થઈ આવે; પરંતુ તમે મારું ચિત્ત ચોરશો તો તમારા ઉપર હું બહુ ખુશ થઈ, મારા પ્રાણ સુદ્ધાં તમને અર્પણ કરીશ. ૩ ચક્રવર્તિપદ–ચક્રવર્તિ રાજાનું રાજ્ય. અપવર્ગ–મોક્ષ. બ્રહ્મસદન–બ્રહ્મલોક. ભર્ગ–તેજ; મહાદેવ.

અલબેલાજી પૂરોને મનની આશ,
નિજ બળે રાખો પોતાની પાસ;
દાસી દાસી કરી એ દયાનો અભિલાષ. ચિત મારું. ૪

## પદ ૫ મું, રાગ સોરઠ

એવા મુને વ્હાલા થાઓ વ્રજભૂપ,
મારું મન મોહ્યું રહે તમ રૂપ. ટેક.
જેવો વ્હાલો મૃગને લાગે છે રાગ,
જેવો વ્હાલો મણિ શોભે શિર નાગ;
જેવો વ્હાલો મધુવ્રત* પદ્મપરાગ. એવા મુને૦ ૧
જેવું વ્હાલું મીનને લાગે છે નીર,
જેવું વ્હાલું લાગે માંજારને ખીર;
જેવું વ્હાલું લાગે બિંબફળ કીર. એવા મુને૦ ૨
જેવો વ્હાલો લાગે ચકોરને ઇન્દુ,
જેવું વ્હાલું ચાતક સ્વાતિઘનબિંદુ;
જેવા વ્હાલા શ્રી ગોપીજનને ગોવિંદ. એવા મુને૦ ૩
જેવાં વ્હાલાં જાર પરસ્પર દોય,
જેવું વ્હાલું ભોજન ક્ષુધિતને હોય;
જેવું વ્હાલું મહા તૃષાતુર તોય†. એવા મુને૦ ૪
જેવો વ્હાલો આત્મા પોતાનો સૌ જગત,
જેવા વ્હાલા તમને તમારા ભગત;
દયા પ્રીતમ દ્યો તેવી નિજ આસક્ત. એવા મુને૦ ૫

૪ નિજબળે--તમારા પોતાના જ સામર્થ્યથી, કેમકે મારા પોતાનામાં તરવાની કશી શક્તિ નથી. દાસી......અભિલાષ–દયારામની એવી ઇચ્છા છે કે, તમારી દાસીની દાસી કરીને મને રાખો.

* મધુવ્રત=ભમરો. † તોય=પાણી.

## પદ ૬ ઠું

'શ્રી વૃંદાવન સુખકારીરે સમરે નાસે સૌ પીડા'ની રાહ

એ પૂરણ બ્રહ્મ પુરુષોત્તમ રે, ન મલે કોઈ સાધનમે;
શ્રી ગીતાજીમાં શ્રી મુખે રે, બોલ્યા હું વસું એક પ્રેમે. ૧
તે પ્રગટ પારખું ભાળો રે, ગોપી પ્રેમે પ્રભુ પામી;
જેને શિવ બ્રહ્માદિક વંદે રે, વશ કીધો કમળાસ્વામી. ૨
જે આત્મારામ અજીત છે રે, કોઈથી નવ જાયે કળીયો;
તેને જીતી આધીન કીધો રે, પ્રેમ પ્રભુથી પણ બળીયો. ૩
એનું રૂપ અતીશે ઉંડું રે, કોઈ ભક્ત વીરલા જાણે;
જ્યાં વેદતણી પણ નહીં ગતિ રે, ત્યાં પંડીત શું પરમાણે. ૪
સુણો કાંઈ એક પ્રેમનું બળ કહું રે, જેણે જુગલ જીતી લીધો;
માહા સુજાણ નાગરી નાગર રે, તેને પણ ઘેલો કીધો. ૫
એક સમે શ્રી રાધા મોહન રે, બાંહે પરસ્પર કંઠ ધરી;
માહા સ્નેહ રસ માંહે છકેલાં રે, પાસે લલીતાદિક સુંદરી. ૬
ત્યાં વાહાલે વિકળ હરિ બોલ્યા રે, કહો સખા પ્યારી ક્યાં મળશે;
કરે પોકાર આંસું વેહેતાં રે, આ વિરહવેદના કેમ ટળશે. ૭
એવાં વચન સુણી વિઠ્ઠલનાં રે, હસવા લાગી સહુ રામા;
ઓ પ્રાણજીવન શીદ કલ્પો રે, કંઠે વળગી છે શ્યામા. ૮
વળી એક સમે એકલડા રે, હરિ પ્રિયા પાસે ના હુતી;
કોહો લાલ લાડલી ક્યાં છે રે, એકલા કેમ પુછ્યું દુતી. ૯
ત્યારે નંદકુંવર એમ બોલ્યા રે, સખી તુજને કાંઈભ્રમ થયો;
જોની આ રાધા મુજ પાસે રે, એકલડો મુને કેમ કહ્યો. ૧૦
એમ રાધાને પણ થાય રે, ન હોય પ્રભુ પાસે દેખે;
વળી કદા વિયોગ તે તરસે રે, પીયુ લપટ્યા ઉર નવ પેખે. ૧૧
નાં હોય પીયુ પ્યારી દેખે રે, પાસે હોય ને ભૂલાવે;
એ અકળ પ્રેમરસક્રીડા અટપટી રે, કોના સમજ્યામાં નાવે. ૧૨
શ્રી રાધાકૃષ્ણ એ રસમાં રે, સદા મગ્ન છાક્યાં રહે છે;
કરી વિવિધ પ્રકારે ક્રીડા રે, નિજ જનને મહાસુખ દેછે. ૧૩

જેને કૃપા સંત ગુરુ પૂરણ રે, તે એ હરિરસને ચાખે;
જન દયો શ્રી ગુરુ પ્રતાપે રે, પ્રેમરસની આશા રાખે. ૧૪

## પદ ૭ મું, ગરબી

શોકલડીનો ભંભેર્યો મારો વહાલો મુજપર મીઠી મીટે ના ઝાંખે. ટેક.
શું રે જાણું જે સખી એણે શું શું શીખવીયું;
વાંકાં વાંકાં વેણ મુને ભાખે. મારો વહાલો શોકલડીનો. ૧
કાનનો કાચો મા થા મારા પ્રીતમ, જોની કંઈ રુદય વિચારી;
તેવી પ્રીતલડી તો નહિ હોય તેની, જેવી આ ભાતર મારી. મારો. શોક. ૨
રસિયા તારું રુસણલું મેં તો, ક્ષણું એક નથી રે સૅહેવાતું;
આ અવસર કાં એળે ખુવાં છાં, માણ જોબન મદમાતું. મારો. શોક. ૩
પાલવ પસારી હું પાયે પડી ત્યારે, હેતની નજર વહાલે કીધી;
દયાના પ્રીતમજી દયા કરી મુને, રુદયા સરખી ખેંચી લીધી. મારો. શોક. ૪

## પદ ૮ મું, રાગ પ્રભાત

હાં હાં! આ તે શું વહાલા આવડું આળ ના ધરિયે રે;
રાજકુંવર તમે તો નિરભય છો, અમે અબળા લાજી મરિયેરે. હાં હાં. ટેક.
ચિહ્ન જોઈ કોઈ ચતુર કહે તે, મનમાં સમજી રહેવું રે;
ઉદ્ધત જન કોઈ મુખપર કહે ત્યારે, મુખ ઢાંકી દેવું રે. હાં હાં. ૧
ધીર વિવેકી એવું કયમ કરે, આવ્યું અમૃત મૂકે રે;
ઘાયલને અવગુણ જળ આપે, પણ તે માગવું કેમ ચૂકે રે. હાં હાં. ૨

૩ ખુવાંછાં—ખુવો છો. (નાગરી પ્રયોગ છે). ૪ પાલવ પસારી—ખોળા પાથરી.
૧ ચિહ્ન—કામક્રીડાની નિશાની. ઉદ્ધત—ઉછાંછળો; હલકો માણસ. ૨ ઘાયલને... ચૂકે—લડાઇમાં કોઈ માણસ શસ્ત્રથી ઘાયલ થયો હોય તો તેને પાણીનો શોષ પડે છે અને વારંવાર પાણી માગે છે; પરંતુ જો તેને પાણી આપવામાં આવે તો તે તરત મરણ પામે છે. તેમ છતાં તે માગ્યા વગર રહેતો નથી. એવી જ દશા પ્રેમથી ઘાયલ થયલાની છે. સ્નેહીના સંયોગથી જગતમાં ઘણું દુ:ખ થાય એમ છે, અનેક લોકાપવાદ સહન કરવા પડે છે, તે છતાં ધીરજવાળો અને વિવેકી પ્રેમી એ સંયોગરૂપ અમૃત, જે આવી મળ્યું હોય, તેને કેમ જતું કરે? અને કરે તો એટલી પ્રેમમાં ન્યૂનતા જ

કયમ હા કહું ને ના પણ કયમ કહું, બંને વાતે બળવું રે;
હા કહું તો થાય લોકહસારત, ના કહું તો કયાં મળવું રે. હાં હાં. ૩
આજ થકી જાણ્યો તમારે માટે, મેં લાજ લોકની મેલી રે;
દયા પ્રીતમ તમને તનમન સોંપ્યું,કોઈ ડાહી કહો કે ઘેલી રે. હાં હાં. ૪

## પદ ૯ મું, ગરબી

લાડકડી લાડીરે લાલ લોચનવાળી,
હાવાં કયમ થઈ મોંઘીરે પૂરવની પ્રીતિ ટાળી;
વાંકલડું ભાળીરે ખંજર શાંને મારાં છાં,
કાળજડું તો કોરી રે વારુ શાને સારાં છાં. ૧
રંગીલી શ્રીરાધારે તેં બાધા કયમ લીધી,
કહેની આવી કોણે રે તુંને શિખામણ દીધી;
મુજને નથી ગમતું રે પલક એક તુજ પાખે,
મુખનું સુખ આપી રે પછી શું દુઃખ દાખે. ૨
મનમોહની મારું રે તેં મન હરી લીધું,
ક્ષણું જંપ વળે નહિ રે એવું શું કામણ કીધું;
હઠ છોડ છબીલી રે કહું તુંને શિર નામી,
એમ કહે કરજોડી રે દાસ દયાનો સ્વામી. ૩

## પદ ૧૦ મું, ગરબી

હાવાં તો નહિ બોલું રે ઓ નટવર તમ સંગે;
તમો મુજને તજીને રે બીજીશું રમો રંગે. ૧
જ્યારે કરવું'તું એવું રે ત્યારે માયા શીદ જોડી;
પહેલાં મોહ લગાડી રે પછી નાખો તરછોડી. ૨

સમજવી. પૂરેપૂરો ઘાયલ થયેલો નહિ. ૩ લોકહસારત–લોકમાં હાંસી; લોકાપવાદ

૮ મું પદ–આ પદ વ્યાસ દાજીભાઈ કરુણાશંકરે મને સંભળાવેલું અને દયારામની છાપ જોઇને તે ઉતારી લીધેલું, પણ એની પદરચના જોતાં તે દયારામનું હોય તેમ લાગતું નથી.

૯ મું પદ–આ પદ પણ વ્યાસ દાજીભાઈ કરુણાશંકર પાસેથી સાંભળીને લખી લીધેલું. એને માટે પણ દયારામનાં કર્તૃત્વવિશે શંકા છે.

વચને વાહી મુજને રે, બીજી સાથે બોલો છો;
અંતરનો પડદો રે, તહાં જઈ ખોલો છો. ૩
દૂધ દોણી બે રાખો રે, વિવેક શું છે થોડો;
એવું કરવું ના જોઇએ રે, એકશું પ્રીતિ જોડો. ૪
એવાં વચન સુણીને રે, દયા પ્રભુ પ્રસન્ન થયા;
લાડલીને મનાવી રે, ચોક બંસીવટમાં ગયા. ૫

## પદ ૧૧ મું, ગરબો*

રાધે રૂપાળી રસીલી તારી આંખડી જો;
જોડી કૃષ્ણ સમાન છબી ઝાંકડી જો. રાધે રૂપાળી. ટેક
ઉપમા એ અધિક નહિ તુંથી મૃગલોચની જો;
વિના અંજન મનરંજન ભવમોચની જો. રાધે રૂપાળી. ૧
તારું ચંદ્રવદન કહેતાં લાજું તારુણી જો;
એક તો કલંકી વિપ બંધુ† વારુણી જો. રાધે રૂપાળી. ૨
વેણી વાસુકી જડિત રત્ન રાખડી જો;
તને જોતાં બીજું જોવાની થાય આખડી જો. રાધે રૂપાળી. ૩
રતિ રૂપતણો ગર્વ મુકીને ખસી જો;
રસિક રાયના હૃદેમાં તું સદા વસી જો. રાધે રૂપાળી. ૪
મદનમોહનનું મન હરતું મનમોહની જો;
નથી વિરંચીએ રચી તુજ છબી સોહની જો. રાધે રૂપાળી. ૫
સકળ ભૂપમાં જોતાં તું લાધ્યો—લાધ્યો શ્રીહરિ જો;
ઉમા રમા ને સાવિત્રી ત્રિપુરસુંદરી જો. રાધે રૂપાળી. ૬
તારી ઉપમા સરખું બીજું કોઈ નથી જો;
થાક્યા ઉત્તમ કવિ વેદ સ્મૃતિને મથી જો. રાધે રૂપાળી. ૭
રસિક રૂપ જુગલ વસો હૃદેમાં હરી જો;
દાસ દયાને સુખદાતા એક તમો હરિ જો. રાધે રૂપાળી. ૮

* કા. દો. માં છપાયલી છે, પણ તે કંઇક અશુદ્ધ છે. † પાઠ. 'બંધુ'ને બદલે 'બિંદુ' અને 'બીજું' એવા બે પાઠ છે. ૩ થાય આખડી—એને જોઇને બીજાને જોવાનો નિયમ થાય, જેમ બાધા લીધી હોય તેમ.

## પદ ૧૨ મું, ગરબી, ગત દાદરાની

"મુકની મારા સમ માનુની, તું હાવા મુકની મારા સમ માનુની," એ રાહ.

રાધિકા રસીક વરને મલ્યાજી, રીજ્યા રાધિકા રસીક વરને મળ્યા. ટેક.
સામા સામી દેખી રૂપ પરસ્પર ચિત્ત બન્યો જાણુનાં ચળ્યાંજી. રીજ્યા. ૧
એક રસ મન થયાં બન્યોનાં પય શર્કરા જેમ હોયે ભળ્યાંજી. રીજ્યા. ૨
સામા સામી બોલે વચન રસાલાં અમૃત શર્કરાથી ગળ્યાંજી. રીજ્યા. ૩
ન્યાહાલ કર્યોછે દયાને ગુણગાતાં જુગલરૂપ બન્યો અઢલક ઢળ્યાંજી. રીજ્યા. ૪

## પદ ૧૩ મું, ગરબો, ગત ચાલતી

આવો અલબેલા રે વહાલા, ક્હો તમે ક્યાં ગયાતા નંદના લાલા. ૧
સાચું કહોની રે અમને, અદારા સમ શામલીયા તમને. ૨
કોની કોની રે સંગે, રજની રમી આવ્યા છો રંગે. ૩
ધુધે ઘેરોણાં રે ડોલો, મોહન બોલાવ્યા નવ બોલો. ૪
લોચન જવાય છે રે મીચી, જોઈને રહ્યા છો દૃષ્ટિ નીચી. ૫
કેશ લપટાણાં રે ભાલે, કાજળ ક્યાં લાગ્યું છે ગાલે. ૬
રાતી રેખ કપોલે દીસે, શીદ લાજો છો બહુ શોભી છે. ૭
હારનાં ચિહ્ન હ્રદેમાં પડ્યાં છે, કયમ ઢાંકો છો તનમાં જડ્યાં છે. ૮
કાંકણુના સલ દીસે પીઠે, સીદ સંતાડો આનંદ થઈ દીઠે. ૯
વાહાલમ માનો કે ના માનો, હું તો એનો મરમ લહું છાનો. ૧૦
સ્વજન હશે તે રાખશે નવ છાનું, લોક તો કહેશે મનનું માન્યું. ૧૧
જગત્ તો નહીં રહેજોરે બાંધ્યું, ફાટયું ગગન તો નહીં જાય સાધ્યું. ૧૨
સુખ પામો ત્યાં સુખીયા થાજો, તમારું મન માને ત્યાં જાજો. ૧૩
વાત ગઈ છું રે હું પામી, કહો તો કહું દયાના સ્વામી. ૧૪

## પદ ૧૪ મું.*

રાજ! કાંઈ કીધું રે, કાનુડા! મુને તેં તો કાંઈ કીધું રે, અલબેલડા!
તેં તો ચિત્ત હરી લીધું રે છેલડા! મારું ચિત્ત ચોરી લીધું રે વ્રજલાડીલા;

* કા. દો. માં છપાયલું છે, પણ તે શુદ્ધ નથી.

કાળજ મારું વિંધ્યું રે, કાનુડા! કારજ તારું સિધ્યું રે, કાનુડા!
રાત દિવસ મુને કળ ના પડે તુજ પાખે રે, મારા રાજ! રાજ! કાંઈ. ટેક. ૧
વ્રજલાડીલા, તું વ્હાલો બહુ લાગે, મુને તારી આંખડલીની અણીઓ ઉર વાગે;
મુખડું જોતાં રે મનોજ ઉરમાં જાગે, હું ઠગાણી મીઠી હસણીને ઠાગે,
લૂંટી મારી લીધી રે લાજ, મારા રાજ! રાજ! કાંઈ કીધું રે કાનુડા. ૨
માને ના મન મારું મહીયેરીયામાં, (ને) સાસરડે નાં સોહાય;
જ્યાં રે જાઉં ત્યાં મુને જંપ વળે નહી, તાલાવેલી તનમાં થાય,
રે હું ફટકારી શી ફરુ રે, મારા રાજ! રાજ! કાંઈ કીધું રે કાનુડા. ૩
બાળપણેથી મુને આ લત લાગી, મારો કયમ જશે જન્મારો?
પરાધીન હું અબળા માણસ, કયમ નિભાવો હાવાં મારો;
સૂઝે નાં કાંઈ કયમ કરું રે, મારા રાજ! રાજ! કાંઈ કીધું રે કાનુડા. ૪
ભોજન ના ભાવે મુને નિદ્રા ન આવે, (ને) રહું આઠે પોહોર ઉદાસી,
મસે મસે મુને સગાં સંતાપે, ને લોક કરે છે મારી હાંસી રે;
દરદમાં ડૂબી ગઈ રે, મારા રાજ! રાજ! કાંઈ કીધું રે કાનુડા. ૫
ઘટમાં વસો છે તેમ ઘરમાં વસજ્યો, ઘેલી મટાડી દોની મુજને,
તારા કરમાંહે સર્વે કરાંમત, પાયે પડું છું હું તો તુજને;
દયાના પ્રભુ દીન થઈ રે, મારા રાજ! રાજ! કાંઈ કીધું રે કાનુડા,
મુને તેં તો કાંઈ કીધું રે અલબેલડા. ૬

## પદ ૧૫ મું, ગરબી

ગોપી—વાંકારે વાંકા શું હીંડો છો, આવડું શુંરે ગુમાનજી;
પરનારીની સંગે રમતાં, નથી વળી કાંઈ સાન. જોઇને ચાલોજી. ૧
કૃષ્ણ—તું તારા મનમાં વિહ્વળ છે, હું છું નાહાનું બાળજી;
કેમ કરી તું મને મોટો જાણે, જુઠાં શીદ ચઢાવે આળ. જોઇને ચાલોજી. ૨
ગોપી—નાહાના છો પણ ગુણ મોટાના, નારી વિના કોણ જાણેજી;
અંગોઅંગથી વિહ્વળ કીધાં, માર્યાં લોચનનાં બાણ. જોઇને ચાલોજી. ૩
કૃષ્ણ—નારી તો પુરુષથી અળગી, અળગી વળગી ચાલેજી;
દયારામના પ્રીતમ હસીને બોલ્યા, હવે મળીશું કાલે. જોઇને ચાલોજી. ૪

### પદ ૧૬ મું, ગરબી

ઉદ્ધવ નંદનો છોરો તે નમેરો થયો જો;
મુને એકલી મુકીને મથુરાં ગયો જો. ઉદ્ધવ૦ ૧
એને મુકી જાતાં દયા નવ ઉપની જો;
મુને ભ્રાંતિ પડી છે એના રૂપની જો. ઉદ્ધવ૦ ૨
કોઇએ કામણ કર્યું કે ફટકાર્યો ફરે જો;
કેમ દીલ એનું મુજપર ના ઠરે જો. ઉદ્ધવ૦ ૩
ઉદ્ધવ સંદેશો કહીને વેહેલા આવજો જો;
સાથે દયાના પ્રીતમને તેડી લાવજો જો. ઉદ્ધવ૦ ૪

### પદ ૧૭ મું.

કાળજડું મારું કોર્યું રે રાજ રંગીલા;
તેં ચિત્તડું મારું ચોર્યું રે છેલ છબીલા. રે કાળજડું. ટેક.
વહાલાજી સ્ત્રીનો મોહ પુરુષને પડે;
તું સહુને છળતો હિંડે રે, છેલ છબીલા. રે કાળજડું. ૧
વહાલાજી અમો ગોરી સહુ ગુમાનની ભરેલી;
તે સઘળું નાંખ્યું રેલી રે, છેલ છબીલા. રે કાળજડું. ૨
વહાલાજી નરની મોહની તે તો વાત સાચી;
તુજ આગળ વિદ્યા કાચી રે, છેલ છબીલા. રે કાળજડું. ૩
વહાલાજી અબળા આતુરતા નવ દાખે;
તું ક્રીડા ભંગ કરી નાખે રે, છેલ છબીલા. રે કાળજડું. ૪
વહાલાજી મારા ચિત્તની એ વાત કહું છું છેલી;
મેં તુજ માટે લજ્જા મેલી રે, છેલ છબીલા. રે કાળજડું. ૫
દયા પ્રીતમ મારે મંદીર આવો તો ભાગ્ય મોટું;
સેજડીયે પાયપલોટુંરે, છેલ છબીલા. રે કાળજડું. ૬

### પદ ૧૮ મું, રાગ કાફી ગત અદ્દાની

તેં તો મુને ઘેલી કરી રે ગિરિધરીઆ, તેં મુને ઘેલી કરી;
મારા વહાલારે, તેં મુને ઘેલી કરી, નંદલાલારે, તેં મુને ઘેલી કરી; ટેક.
કોણ જાણે જે તુંમાં કામણ છે, કે તારી છબી છે કામણભરી. રે ગિરિ૦ ૧

ડાહ્યો જાણીને તારે દર્શને આવી, જાણ્યું ડાહી થઇશ ખરી;
ઉલટી અકલ મારી ગાંઠની ગમાવી, લાભ પામી જે વિકલ ઠરી. રે ગિરિ૦ ૨
અમૃત સરખી તારી સૌ કહે છે વાણી, સુણી મેં તો જવાય છે મરી;
મંદહસણી વાંકી ચેતવણીમાં છાની, તેં તો દીધી છે છરી. રે ગિરિ૦ ૩
સામાને શિક્ષા દેતી, સ્વામીને સ્વાધીન રેતી, અતિ કુલલાજ ભરી;
તેં મુને પરવશ પાડી પાતળીઆ, મારી શુદ્ધ બુધ સઘળી હરી. રે ગિરિ૦ ૪
કીએ ચોઘડીએ તુંજમાં ચિતડું ચોંટયું, તે મારી પાસે નાવ્યું ફરી;
પ્રેમને બાણે મુને પ્રોઈ, દયાના પ્રભુ, હવા તારી તો ગરજ સરી. રે ગિરિ૦ ૫

## પદ ૧૯ મું, રાગ ગત અઢાની

ગોપી—ઓરા આવોની અલબેલારે વાહલા, એમ છેક છકયા શું હીંડોજી;
મનમાં મહેર ધરોની મારા વહાલા, એમ આતુર જાણી શું પીડોજી. ૧
કૃષ્ણ—પીડા તુંને શી દીધીરે હો અબલા, એમ શ્યાં અલબલ બોલાંજી;
તારા ડાહપણમાં કાંઈ ખાંપણ લાગે છે, તું તો દઢ થઇને શું ડોલાંજી. ૨
ગોપી—આજ દાવ તમારો આવ્યોરે દામોદર, જે કહેશો તે સાચુંજી;
જે પહેલા મેં તમને નચાવ્યા તે, તમ આગળ હું નાચુંજી. ૩
કૃષ્ણ—એવું બોલવું તુંને ન ઘટે નારી, નાચ્યાનું મા લેશ નામજી;
નિર્લજ થઇને નાક ઘસાવ્યાં તે તો, અમ સરીખાનાં કામજી. ૪
ગોપી—એ વ્રેહની વેદના વેઠે તે જાણે વહાલા, પ્રીત પીડા નથી સહેલીજી;
સામાને શિખામણ દેતી તે હું, આજ થઈ છાં ઘેલીજી. ૫
કૃષ્ણ—ઘેલી તુંને કોણ કહે છે રે હો ગોરી, તારા ડાહપણનો નથી પારજી;
તે દહાડો કયમ વિસરી ગઈ, ઘેલા છો કહેતી નંદના કુમારજી. ૬
ગોપી—કહ્યું તે કહ્યું તેમાંનું ના રહ્યું, હવાં મોહ પામ્યું છે મારું મંનજી;
અબળા જાણીને અપરાધ મટાડો, મેં તો સોંપ્યું છે તન મન ધંનજી. ૭
કૃષ્ણ—મલ્યાને કોઇ ના મારે રે માનુની, તું તો મન થકી કર્ય ને વિચારજી;
દયાનો પ્રિતમ આલિંગન દઈ બોલ્યા, પ્યારી તું મારા હૈયાનો હારજી. ૮

# ભક્તિપદસંગ્રહ

## પદ ૧ લું

### ગરબી

( રાધા માધવ મનમાં વસ્યાંજી ) એ રાગ.

સરવનો સિદ્ધાંત સતસંગ છે;
માનોની તમે સરવનો સિદ્ધાંત સતસંગ છે. ટેક.
ધન્ય ભાયગ તેનું ત્રિભોવનમાં;
જેને હરિના સંગીનો સંગ છે.* માનોની તમે. ૧
નિજ સરખો તે કરે મળતાં જ્યમ;
નીચ જળ ગંગ મળતાં ગંગ છે. માનોની તમે. ૨
એમાં સરવ જપ વ્રત તીરથ ધર્મ;
નેમ યોગ અષ્ટાંગ છે. માનોની તમે. ૩
અધમ પતિત મહા થાય સર્વોત્તમ;
એવો જેનો સબળ પ્રસંગ છે. માનોની તમે. ૪
ગોબરકીટને સુંવાડે પરિમલ પુષ્પનો;
એટલો પ્રતાપ તુછ ભૃંગ છે. માનોની તમે. ૫
વણસ્યું કામ કલપનું તે પલકમાં સુધારે;
એવી જેની બુદ્ધિઓ ઉત્તંગ છે. માનોની તમે. ૬

૧ ભાયગ–ભાગ્ય. ત્રિભોવનમાં–ત્રણ ભુવનઃ–સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં. હરિના સંગી–શ્રીહરિનો સંગ કરનારા; પ્રભુના ભક્તો. * પાઠ–"જેને હરિસંગી સુરંગ છે." ૨ નિજ સરખો–પોતાના જેવો. નીચ......ગંગ–ખરાબ પાણી ગંગામાં મળે તો તે પણ ગંગાજળ થઈ જાય છે.

૪ અધમ–નીચ; પાપી. પતિત–પુણ્યથી ભ્રષ્ટ થયેલો; પાપી. પ્રસંગ–સંગ; સોબત.

૫ ગોબરકીટ–છાણનો કીડો. પરિમલ–સુગંધ. તુછ–તુચ્છ; હલકું પ્રાણી. ભૃંગ–ભમરો. ૬ કલપ–કલ્પ; અમુક કાળમર્યાદાનું નામ. ઉત્તંગ–ઉત્તુંગ; ઘણી ઉંચી.

અવળાનું સવળું કરી નાખે;
ભાગે અઘ દુઃખ જે અભંગ છે. માનોની તમે. ૭
રાત દિવસ સતસંગમાં ગમે દયા;
તે બેઠા શ્રીહરિને ઉછંગ છે. માનોની તમે. ૮

## પદ ૨ જું,* રાગ પરજ

હરિજન! દુઃખ મા ધરશો રે, ધીરજે હરિ ભજતાં ઠરશોરે;
દુઃખ મા ધરશો, કૃષ્ણ સમરશો તો ભવદધિ સદ્ય તરશોરે. હરિજન. ટેક.
ગુણ ઘણો છે દુઃખ સહ્યામાં, કરવો એમ વિચાર રે;
નહિ તો હરિ હિતુનું દુઃખ સહે કયમ, સમરથ કરુણાગાર.† હરિજન. ૧
પાપ સકળ સંતાપ નિવારે, એક હરિનું નામ રે;
હરિ રટાય નિત્ય તદપિ મટે નહીં, તો ગમતું ઘનશ્યામ. હરિજન. ૨
માયા મોહ વધે સુખ પામે, વિષય વિષે મન ચૂર રે;
કૃષ્ણ પાસે દુઃખ કુંતાએ માગ્યું, દુઃખે હરિ નહીં દૂર. હરિજન. ૩
તેજ કુસંગ જે હરિને ભુલાવે, સમરાવે તે સતસંગ રે;
સુખ ભુલાવે ને દુઃખ સંભરાવે, માટે ન કરે હરિ ભંગ. હરિજન. ૪
લૌકિક ક્લેશ અંગીકૃત લક્ષણ, અલૌકિક મેળવે નાથરે;
શ્રી હરિરાયજી વાકય વિલોકો, શિક્ષાપત્ર જાંહાં ગાથ. હરિજન. ૫
કોહોને મળ્યા કૃષ્ણ કષ્ટ પામ્યા વિના, સાંભળો શાસ્ત્ર પ્રમાણરે;
વિપત પડે તોયે હરિ ના વિસારે, તેને ગણે હરિ પ્રાણ. હરિજન. ૬
સુખ આવે છાકી નવ જઇએ, દુઃખ આવે નવ ડરીયે રે;
આપણથી અધિકાને જોઇને, ગર્વ ક્લેશને હરીયે. હરિજન. ૭

૭ અઘ–પાપ. અભંગ–ન ભાંગી શકાય એવું. ૮ ઉછંગ–ઉત્સંગ; ખોળો.

* આ પદની રાહ બૃહત્ કાવ્યદોહનના પાંચમા ભાગમાં રતનદાસના કેલૈયાનું પદ છે તે ઢાળની છે. ૧ હિતુ–જેનું હિત કરવાનું છે તે. † પાઠાંતરઃ–કરુણાસિંધુ અગાર. કરુણાગાર–દયાના ધામરૂપ. ૫ લૌકિક–આલોક સંબંધીનું. અંગીકૃત–જેને અંગીકાર કરેલો છે તે. પ્રભુએ જેને પોતાનો માન્યો તેને દુઃખ જ પડે, કે જેથી અંતે પરલોકનું સુખ મળે, એમ કહેવાનું તાત્પર્ય છે.

તપે ટીપાય કનક સહે, મોતી છેદ ધરે નહીં સાંસ રે;
તો મહિપતિ મન ભાવે ભૂષણ, આપે હ્રદેપર વાસ. હરિજન. ૮
અંતરજામી નથી અજાણ્યા, વલ્લભ છે ઘણું દાસ રે;
દયાપ્રીતમ સહુ સારું જ કરશે, રાખજો દ્રઢ વિશ્વાસ રે. હરિજન. ૯

### પદ ૩ જું*

જો હરિભાવ નથી રે ભાવ નથી;
ત્હારો સહુ શ્રમ મિથ્યા જાણ,
હું કહું તેવું પરમાણ. જો હરિ૦ ટેક.
કામ જીત્યો ત્યારે વધ્યો એક વ્યંડળ,
ક્રોધ જીતે વધ્યો વૃક્ષ રે;
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર,
યોગી કહે નહીં દક્ષ. જો હરિ૦ ૧
મોહ જીત્યો ત્યારે વધ્યો એક શૂરો,
વ્યસની વધ્યો જીત્યો ગર્વ રે;
મત્સર જીતે ત્યારે ઉન્માદ વાધ્યો,
સમજુ બોલે સર્વ. જો હરિ૦ ૨
†પવનહારી તો વધ્યો એક પન્નગ,
પય આહારી તો વત્સ રે;
મધુરભાષી તો મયૂર વધ્યો એક,
તીર્થ સ્નાની તો મત્સ્ય. જો હરિ૦ ૩

૮ સાંસ–સાંસો; ચિંતા; દુઃખ.

*आराधितो यदि हरिस्तपसा ततः किम् ।
नाराधितो यदि हरिस्तपसा ततः किम् ॥
अन्तर्बहिर्यदि हरिस्तपसा ततः किम् ।
नानाबहिर्यदि हरिस्तपसा ततः किम् ॥

આ શ્લોકનું શ્રવણ થયા પછી આ પદ રચાયું છે, એમ કહેવાય છે.

૧ વ્યંડળ–હિજડો. ૩ પન્નગ=સર્પ. પય–દૂધ. વત્સ–વાછડો. મત્સ્ય–માછલું.

† "વનહારી તો વધ્યો એક પંકજ" એવો પાઠ છે. તેમાં વન એટલે જળ, એવો અર્થ કરવામાં આવે છે. અર્થાત્ કમળ જળનો આહાર કરે છે.

વેદ ભણ્યો ત્યારે વધ્યો એક રાવણ,
વિવિધશાસ્ત્ર ચંડોળ રે;
પૂજાયો ત્યારે વધ્યો એક મણિધર,
વણ મતિ અધ રંગ રોળ. જો હરિ૦ ૪
શૂન્ય સમાધે વધ્યો એક કેશી,
વધ્યો મૃગ વાસે રાનરે;
અલ્પ આહારી તો શુક વધ્યો એક,
અલ્પ નિદ્રા તો શ્વાન. જો હરિ૦ ૫
દાન આપી એક વધ્યો યશલોભી,
વધ્યો અશકત થયે શાંતરે;
ત્યાગી થયો ત્યારે વધ્યો એક દળદ્રી,
અહિ વધ્યો વસે એકાંત. જો હરિ૦ ૬
શીતઉષ્ણવૃષા સહે વધ્યો એક તરુવર,
તૃષા તજ્યે વધ્યો ઘુણરે;
નિઃશંક થયો ત્યારે સાંઢ વધ્યો એક,
રોગી વધ્યો તજ્યે લુંણ. જો હરિ૦ ૭
વધ્યો પતંગ હોમ્યે તન અગ્નિ,
બુઝે જળ વધ્યો એક દુખીયોરે;
વડો ઠર્યો ત્યારે દીપ ઓલાયો,
મહાજન કહે નહીં મુખીયો. જો હરિ૦ ૮
સહિત ભાવ હરિ સરવ સફળ છે,
અંક સહિત જ્યમ શૂન્ય રે;
દયો કહે હરિ ભજી લ્યો ભાવે,
કદી રહે નહીં નૂન્ય. જો હરિ૦ ૯

૪ ચંડોળ એક જાતનું પક્ષી, જે આકાશમાં ઉંચું ઉડે છે અને બહુ સુંદર ગાયન ગાય છે. મણિધર–નાગ. ૫ મૃગ–હરણ; પશુ. ૬ અહિ–સાપ. ૭ ઘુણ–(ઘુણ) સૂકા લાકડામાં કીડા થાય છે તે. ૯ અંક–આંકડા. નૂન્ય–ન્યૂન; ઓછાપણું.

## પદ ૪ થું, રાગ હલારી

નથી કોઈ સાધનનું રે કામ, એક દીનતા માત્ર રાજી છો;
ગરવગંજન છોજી ઘનસ્યામ, એક દીનતા માત્ર રાજી છો. ટેક.
રાસ રમંતાં ગોપી ગર્વ થયો ત્યારે, હરિ થયા અંતરધાન જોઈ લ્યો;
શ્રમ કરી થાકયાં કાંઈ અર્થ સર્યો નહિ, આવી દીનતા મળ્યા ભગવાન. એક૦ ૧

પદ ૪ થું–પ્રભુને પામવાને એક દીનતા વિના બીજા કોઈ સાધનનું કામ નથી, એક દીનતાવાળો જ જિતે છે, અને બીજાં સાધનોવાળા સાધનોના ગર્વથી અથડાઈ પડે છે કે નિષ્ફળ થાય છે, એમ સાબીત કરવાનો આ પદમાં ઉદ્દેશ છે. દૃષ્ટાન્તોવડે દીનતાનો જ ઉત્કર્ષ બતાવ્યો છે. ટેક:–દીનતા–ગરીબાઈ; હૃદયનો દ્રવીભાવ; ગર્વરહિતપણું; પ્રભુ સર્વ સમર્થ છે, અને પોતે તેમના આગળ કંઈ જ હિસાબમાં નથી, એમ સમજી પ્રભુને શરણે જવું અને પ્રભુની ઇચ્છા ઉપર સર્વ વાત છોડી દેવી તે.

ગરવગંજન–અભિમાન ઉતારનાર. ઘનશ્યામ–મેઘના જેવા કાળા શ્રીકૃષ્ણ પ્રભુ.

૧ શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધમાં અધ્યાય ૨૯ થી ૩૩ સૂધી પાંચ અધ્યાયમાં રાસલીલાનું વર્ણન છે. તેમાં રાસ રમતાં ગોપિકાઓને ગર્વ થયો કે, અમારા જેવું કોઈ ભાગ્યશાળી નથી, કેમકે અનેક કષ્ટમય સાધન કરવા છતાં જે પ્રાપ્ત થવા દુર્લભ એવા પ્રભુ શ્રીકૃષ્ણચંદ્ર અમારી સાથે વિહાર કરી અમને યથેષ્ટ આનંદ આપે છે. પરંતુ પ્રભુ તો ગર્વગંજન છે; તેમને ગર્વ ગમતો જ નથી; તેથી એક ગોપિકાને લઇને પોતે ત્યાંથી એકાએક અંતર્ધાન થઈ ગયા. પછી પ્રભુને ન જોતાં બધી ગોપિકાઓ ખિન્ન થઈ ગઈ ને અતિ રુદન કરવા લાગી, અને ગાંડાની માફક વનમાં ફરી ઝાડ, પાન, પત્થર, પશુ, પક્ષી વગેરેને પ્રભુની ભાળ પૂછવા લાગી. એવામાં જે ગોપીને પ્રભુ સાથે લઈ ગયા હતા તેને પણ ગર્વ થયો, કે બીજી બધી કરતાં હું કેટલી બધી વધારે સુખી છું. તે ઉપરથી રસ્તે ચાલતાં તેણે પ્રભુને કહ્યું કે, મારાથી ચલાતું નથી, માટે મને ઉંચકી લો; એટલે પ્રભુએ તેને ખભે બેસાડીને વનલીલા બતાવવા માંડી. પછી એક ઝાડ ઉપર ફૂલ તોડવાને મીષે તેને ઝાડે વળગાડી પોતે અંતર્ધાન થઈ ગયા. તે પછી બીજી ગોપીઓ ફરતી ફરતી ત્યાં આવીને તેને ઝાડ ઉપરથી ઉતારી. આમ થવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે જે બન્યું હતું તે કહ્યું. તે ઉપરથી ગોપિકાઓને સમજાયું કે, આ બધું ગર્વનું જ પરિણામ છે, અને પ્રભુ ગર્વ હોય ત્યાંથી દૂર જતા રહે છે ને શ્રમ કરીને શોધતાં પણ મળતા નથી. છેવટે ગોપીઓમાં દીનતા આવી, અને દીનપણે **ગોપિકા ગીતવડે** તેમણે પ્રભુની પ્રાર્થના કરી, ત્યારે પ્રભુએ તેમને દર્શન દીધાં, એ વાત આ કડીમાં જણાવી છે.

યશોમતી પરમ પ્રયાસ સુત બાંધવાને બોતેર લક્ષ મેલ્યાં દામ, જોઈ લ્યો;
હારી ગયાં તોએ હરિ ન બંધાયા, આવી દીનતા ત્યારે સર્યું કામ. એક૦ ૨
અરજુનનું અભિમાન હરવાને હરિએ હરાવ્યા બ્રાહ્મણના બાળ, જોઈ લ્યો;
અતિ ઉદ્યમ કરી થાકી કાયર થયા, ત્યારે આણીને આપ્યા ગોપાળ. એક૦ ૩
આદિપુરાણે કથા સ્વાયંભુમનુએ કર્યાં, કોટી સાધન વસી વન, જોઇ લ્યો;
હારીને આવ્યા ઘેર ફળ નવ દીઠું, કાંઈ આવી દીનતા મળ્યા મોહન. એક૦ ૪

૨. યશોમતી–યશોદાજી. દામ–દામણાં; દહી વલોવવાનાં દોરડાં.
બાળકરૂપ શ્રીકૃષ્ણભગવાનના તોફાનથી કંટાળી ગોપિકાઓએ યશોદાજી આગળ ફરિયાદ કરી, ત્યારે સામાન્ય બાળક ધારી તેને દોરડે બાંધી સજા કરવા યશોદાજીએ બહોતેર લાખ દોરડાં એક પછી એક ગાંઠયાં, પણ પ્રભુ બાંધી શકાયા નહિ. નવું નવું દોરડું બાંધે, છતાં ગાંઠ વાળવાને ચાર આંગળ દોરડું ખૂટે, તે ઉપરથી છેવટે યશોદાજીને પ્રભુસ્વરૂપનું ભાન આવ્યું, અને દીન થઈ તેમણે પ્રાર્થના કરી ત્યારે પ્રભુ બંધાયા. ૩ શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધમાં ૮૯ મા અધ્યાયમાં આ કથા છે. દ્વારકામાં એક બ્રાહ્મણને છોકરાઓ થઇને તરત મરી જતા હતા. તેથી દરેક વખત તે દરબારમાં આવી ભગવાનની નિંદા કરતો હતો. એમ તેના આઠ પુત્રો મરણ પામ્યા. આઠમી વખત તે દરબારમાં આવી ભગવાનની નિંદા કરવા લાગ્યો, ત્યારે ત્યાં અર્જુન બેઠેલા હતા, તેમણે તે સાંભળીને કહ્યું કે, જો હું હોત તો તારા પુત્રોને જવા ન દેત. બ્રાહ્મણે કહ્યું, શ્રીકૃષ્ણ–બળભદ્ર જેવા બળિયા પણ મારા પુત્રોને બચાવી ન શકયા તો તારાથી શું થવાનું હતું? અર્જુને કહ્યું, એ જૂદા, પણ હું તો ગાંડીવધર અર્જુન બાણાવળી છું; માટે જો તારા પુત્રો હવે જાય ને હું ન લાવું તો મારે અગ્નિ સળગાવીને બળી મરવું. આ પ્રમાણે અર્જુનને મહા ગર્વ થયો. પછી ફરીથી નવમી વખત જ્યારે તે બ્રાહ્મણની સ્ત્રીને ગર્ભ રહ્યો, ત્યારે પ્રસૂતિ વખત અર્જુનને ખબર આપી, એટલે અર્જુન ધનુષ, બાણ લઈ દ્વારમાં રક્ષા કરવા બેઠા. છતાં બ્રાહ્મણીને પુત્રપ્રસવ થયો અને જન્મ્યા પછી તરત જ તે મરણ પામ્યો. પછી તેને શોધવાને અર્જુન ત્રણે લોકમાં ફરી આવ્યા, પણ કયાંઈ તેનો પત્તો લાગ્યો નહિ. ત્યારે છેવટે તે પોતાની પ્રતિજ્ઞા પાળવા, કાષ્ઠ ભક્ષણ કરી બળી મરવા તૈયાર થયા, અને દીન થઈ ભગવાનની સ્તુતિ કરવા માંડી. એમ અભિમાન ગળી ગયેલું જોઈ પછી ભગવાને અર્જુનને રથમાં બેસાડી લોકાલોક પર્વતની પેલીપાર ભૂમા નારાયણના ધામમાં લઈ જઈ ત્યાંથી તે બ્રાહ્મણના બધા પુત્રોને પાછા આણી આપ્યા હતા. ૪ કોટિ સાધન–કરોડો સાધનો. વસી-વંન–વનમાં વસીને; વનમાં રહી તપશ્ચર્યા કરીને.

મઘવાતણો મદ મર્દન કરવા, કૃષ્ણે કરાવ્યો ગોવર્ધન યજ્ઞ, જોઈ લ્યો;
શ્રમ કરી હાર્યો, આવી દીનતા પાય પડ્યો, હરિએ હર્યાં ભય ભગત. એક. ૫
ઇંદ્રિ જીત્યાનો અહમેવ હુતો રાણુવ્યાસને, હરિએ ચૂકાવી કર્યો ભંગ, જોઈ લ્યો;
વિષયી માધવદાસે દીન થઈ ભાજી અરપી, એટલે પ્રસન્ન શ્રી રંગ. એક૦ ૬
અતિશે સેવા ગોવિંદદાસ ભલાએ કીધી, મદ દેખી હરિ ના પ્રસન્ન, જોઈ લ્યો;
ત્રિપુરદાસ ભક્ત કેરી છીંટેથી શીત સમી, આવી દીનતા હર્યું હરિ મન. એક૦ ૭
સઘળાં સાધન અહંકાર બગાડે, અંતરાય મોટો એ જગખ્યાત, જોઈ લ્યો;
સહેજે દયાના પ્રભુની પ્રાપ્તિ કરાવે, એવી દીનતા એક વેદે વાત. એક૦ ૮

## પદ ૫ મું–ઢાળ રાજીયાની*

વારી જાઉંરે નાગર નટવા, ધરે વિધવિધના વેશ;
કળારૂપ થઇને ક્રીડા કરે, ન્યારો નાયકરૂપી શેષ. વારી. ૧

પ્રભુ પ્રસન્ન થયા. સ્વાયંભુ મનુએ વનમાં જઈ અનેક પ્રકારની તપશ્ચર્યા કરી, પણ પ્રભુ મળ્યા નહિ; જ્યારે તેને દીનતા આવી ત્યારે જ હરિ પ્રસન્ન થયા, એ વાત પુરાણોમાં પ્રસિદ્ધ છે. ૬ અહમેવ–(अहम्-एव) એક હું જ મોટો છું એવો ભાવ; અહંકાર. શ્રીરંગ–પ્રભુ; શ્રીનાથજી. રાણોવ્યાસ અને માધવદાસ બંને ભક્ત થઈ ગયા છે. ચોર્યાસી વૈષ્ણવની વાતમાં એમની કથા છે. ૭ ગોવિંદદાસ અને ત્રિપુરદાસ બંને ભક્ત થઈ ગયા છે. ગોવિંદદાસને સેવાનું અભિમાન હતું, તેથી પ્રભુ તેમના ઉપર પ્રસન્ન ન થયા, અને ત્રિપુરદાસનામાં દીનતા હતી, તેથી તેમના ઉપર પ્રભુ પ્રસન્ન હતા. ચોર્યાસી વૈષ્ણવની વાર્તામાં ત્રિપુરદાસની વાત છે. શિયાળામાં શ્રીનાથજીને બંડી કરાવી પહેરાવવાને હલકી છીંટ તેણે મોકલી હતી, પણ ભંડારીએ તેને ખજાનામાં નાંખી મૂકી. પછી શિયાળામાં શ્રીઠાકોરજીને અનેક વસ્ત્ર પહેરાવ્યાં, પણ ટાઢ શમી નહિ. જ્યારે ત્રિપુરદાસની છીંટની બંડી કરાવી પહેરાવી ત્યારે ટાઢ શમી. ૭ હર્યું હરિ મન–પ્રભુનું મન હર્યું. ૮ જગખ્યાત–જગતમાં પ્રસિદ્ધ. વેદેવાત–વેદમાં જ એ વાત કહેલી છે.

* આ ઢાળમાં આ પદ રચવા વિષે એવી વાયકા છે કે, ડભોઇના લોકોએ દયારામને કહ્યું કે તમે બધા ઢાળનાં પદ કર્યાં છે ખરાં, પણ રાજીયાના ઢાળનું પદ કર્યું નથી. તેપરથી દયારામે આ ઢાળનાં પદો રચી ગાઈ સંભળાવ્યાં હતાં. આ આખ્યાયિકા સીનોરમાં એક સાઠોદરા નાગરે મને કહી હતી.

પદ ૫ મું. ૧ અખાના "વારી જાઉં રે રંગ બનાણીયા" એ પદ ઉપરથી આ પદ કવિએ બનાવેલું છે. એનો પૂરો ઉલ્લેખ સં. ૧૯૯ ના "ગુજરાતી"ના દીવાળીના

તારી નટણી માયા જોર છે, કળા કામરુદેશની પુર;
અજીત પર ઉસ્તાદના જોરથી, વશ કીધાં પંડિત શૂર. વારી. ૨
બાજીગર બાજી સંસારની, તેં તો ભલી રચી છે ભાઈ;
મોહન મોરલી વજાડી મોહની, સુણી સહુ ગયા મોહોવાઈ. વારી. ૩
સાચો હીરો મનાવે ઠીકરી, કરે કંકર કંચન મહોર;
જાણીતાને પણ છેતરે, સૂઝે નહિ પોતાનો ઠોર. વારી. ૪
ઉલટ ખેલ બતાવે ખલકને, કરે સહુની નજર બંધ;
ચુટકી નાંખે રજની મંતરી, કરે દેખંતા પણ અંધ. વારી. ૫
મુખમાંથી કાઢ્યા ત્રણ દોરડા, રંગ કાળો ધોળો ને લાલ;
એને ખેંચતાં પાર આવે નહિ, એ ત્રણેના જુજવા ખ્યાલ. વારી. ૬
એ ત્રણ રંગના ત્રણ પુરુષ થયા, એક બ્રાહ્મણ યોગી ને ગૃહસ્થ;
બ્રાહ્મણ યોગી બળિયા ઘણા, તેથી ગૃહસ્થનો અધિક દસ્ત. વારી. ૭
પહેલે વિપ્રે રચ્યાં બહુ પૂતળાં, પૂર્યો ગૃહસ્થે મન અભિલાખ;
યોગીએ અગ્નિ કાઢ્યો આંખથી, સર્વ બાળી કીધું રાખ. વારી. ૮
તારી મરજી જોઈ મતિ લાવિયા, ફરી કર્યું એવું કામ;
ચુટકીમાં કર્યું ચટકલું, થયું હતું તેવું તમામ. વારી. ૯
અકળ કળા તારી ગોડીયા, રચી વિદ્યા ઇંદ્રજાળ;
મોહોવાઈ પડ્યાં તે ફંદમાં, સ્ત્રી વૃદ્ધ યૌવન ને બાળ. વારી. ૧૦
તારો મંત્ર શિખવ તું મુજને, હું ચેલો તારો થાઉં;
એવી જડીબુટ્ટી આપ તું મુજને, તારી નટણીથી ના મોહોવાઉં. વારી. ૧૧
શરણે જાતાં ભક્તિ જડી દીધી, આપ્યો મંત્ર હરિ નિજનામ;
એ સેવે માયાથી મોહોવાય નહિ, એમ કહે દયારામ. વારી. ૧૨

અંકમાં રા. જગજીવન દયાળજી મોદીએ આપ્યો છે. એમાં પુષ્ટિમાર્ગનું રહસ્ય અને ભગવતલીલાનું વર્ણન છે. ૨. ઉસ્તાદ—બાજીગરોનો ગુરુ. ૬. ત્રણ દોરડા—માયાના ત્રણ ગુણ: સત્વ, રજ, ને તમ. ખેંચતાં-વિસ્તાર વધારતાં. ૭. બ્રાહ્મણ—બ્રહ્મા. યોગી—મહાદેવ. ગૃહસ્થ-વિષ્ણુ. ૯ "મતિ લાવિયા"ને બદલે "મતવાળિયા" એવો અન્યત્ર પાઠ છે. ૧૦. ગોડિયા—ગૌડ બંગાળાનો જાદુગર. ઇંદ્રજાળ—જાદુવિદ્યા. ૧૨. જડી-મૂળીયું; જડીબુટ્ટી (ભક્તિરૂપી.) મંત્ર—હરિનામરૂપ મંત્ર.

## પદ ૬ ઠું, રાગ ભૈરવ

રટની શ્રીકૃષ્ણ નામ સહુ સુખકારી રે;
પરમ આનંદરૂપ અઘદુઃખહારી રે. રટની. ટેક.
મોટા મોટા સુર મુનિ લોભી રહ્યા જેમાં રે;
તે તે સહુ સાધન આવી ગયાં એમાં રે. રટની. ૧
સકળ ધરમ હરિનામ કેરો અંશ રે;
એથી ના પ્રવરે કોઈ વેદમાં પ્રશંસરે. રટની. ૨
અવળું હશે જે તે પણ સવળું થઈ જાશે રે;
પ્રભુજી પ્રસન્ન એથી થોડા માંહે થાશે રે. રટની. ૩
આળસ મા કર ધર દઢ વિશ્વાસ રે;
કાયર મા થાશ તારી પૂરશે એ આશ રે. રટની. ૪
કોટી ચિંતામણિ વારું એવું છે એ નામ રે;
દયા જેણે જપ્યું તે તે થયા પૂરણ કામ રે. રટની. ૫

## પદ ૭ મું, રાગ વેરાડી.

કૃપાળુ કૃષ્ણ સમો નથી કોઇરે, મેં તો નિશ્ચે જાણ્યું છે;
કૃપાળુ કૃષ્ણ સમો નથી કોઈ. ટેક;
વેદથી વિરુદ્ધ લીલા કરી નાથેરે, બિચારાં અધમ સાંમુ જોઇરે,
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૧
જેણે* બંધાયો તે કૃતિ કેશવનીરે, ગાતાં તે તો પાપ ને નાખે ધોઇરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૨
ઘૃત વિષ જ્વર વાળાને તેનું તેરે, જ્વરાંકુશ સંગે અમૃત હોઇરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૩
પદ્મપુરાણમાં પ્રગટ વચન છેરે, સુણીને સહુ સંદેહ નાખજો ખોઇરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૪

૨ પ્રવર–શ્રેષ્ઠ. પ્રશંસા–વખાણ. ૫ વારુ–ઓવારી નાંખું; ઉપર ઉતારીને ફેંકી દઉં. * જેણે=માયાએ.

વૈદ્ય વિટ્ઠલવર ભાવતે ઔષધ, કહાડે મહાદુઃસહ રોગ નીચોઇરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૫
ભૂતલ દયાનો પ્રભુ પ્રગટ ના થાત તો, ખરેખરા પતિત મરત રોઇરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૬

## પદ ૮ મું, રાગ વેરાડી

દયાળુ અખિલ જગમાં એકરે, માહારો વ્રજનો વહાલો છે;
દયાળુ અખિલ જગમાં એક; ટેક.
પારધી સ્વદેહે સ્વધામ મોકલીયોરે,ક્ષમા કર્યા સહેજે દોષ અનેકરે;
માહારો વ્રજનો વહાલો છે; ૧
પૂતનાને ગાત માતની આપીરે, જેણે મહા કીધો કપટ વિવેકરે;
માહારો વ્રજનો વહાલો છે. ૨
સાચો શત્રુ કંસ મુક્તિ પમાડ્યોરે, ના મૂકી કૃપાની ટેકરે;
માહારો વ્રજનો વહાલો છે. ૩
પાપી અજામેલ જમથી મૂકાવ્યોરે, જ્યમ કાંઈ ભુજંગ મુખથી ભેકરે;
માહારો વ્રજનો વહાલો છે. ૪
એવી દયા દયા ઉપર કરજોરે, પ્રભુ! હું છું સહુ સાધન રહિત છેકરે;
માહારો વ્રજનો વહાલો છે. ૫

## પદ ૯ મું, ઘોળ

મનમોહનને ના ભૂલ તું, દેખી માયાનો રંગ;
અંતે પસ્તાવો બહુ થશે, કોઈ નહીં આવેરે સંગ,
મનમોહનને ના ભૂલ તું. ટેક.
દુર્લભ મનુષ્યા દેહ દેવને, ઇચ્છે ભરતખંડ એકવાર;
તે પામી તેં હરિને ના ભજ્યા, ધિકધિક તારો અવતાર,
મનમોહનને ના ભૂલ તું. ૧
અઠાવીશ નરકની યાતના, સુણતાં આવેરે ત્રાસ;

તે ભોગવવાં પડશે તુને, જો નહીં સમરે* અવિનાશ,
મનમોહનને ના ભૂલ તું. ૨
આ ચાંદરણું દિન ચારનું, તેમાં શોધી લે વસ્ત;
અંધકાર ઓચિંતો થઈ જશે, આયુષ ઇંદુનો અસ્ત,
મનમોહનને ના ભૂલ તું. ૩
લાહાવો લીંબુ લેહેકાવતાં, રાજ્યાસનનો આનંદ;
શાણા હોય તે સમજી કરીને, વહેલા ગાજો ગોવિંદ,
મનમોહનને ના ભૂલ તું. ૪
આદ્યે મધ્યે અંતે લગી છે, દુઃખરૂપ સંસાર;
સુખ એક શ્રીકૃષ્ણ શરણમાં, બાકી કયહું ન લગાર,
મનમોહનને ના ભૂલ તું. ૫
જમકિંકર જ્યારે ઘેરશે, કંઠે આવશે પ્રાણ;
સ્નેહ નથી કરતો શ્રીકૃષ્ણશું, ત્યાંહ છોડાવશે કોણ,
મનમોહનને ના ભૂલ તું. ૬
માટે વાત અનેકની, કહું છું એક વચંન;
પ્રેમે ભજી લે શ્રીકૃષ્ણને, દાસ **દયાના** જીવંન,
મનમોહનને ના ભૂલ તું. ૭

## પદ ૧૦ મું, ઢાળ રાજીયાની

તાદશી† જન તેને જાણીએ, કે જેમાં એવા ગુણ હોયરે;
નિંદાસ્તુતિ ના કરે કોઇની, સઘળે સમદષ્ટિ જોયરે. તાદશી જન.
દરશન કરતા માત્રમાંરે, ભૂલાવે પ્રપંચનું ભાનરે;
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાનરે. તાદશી જન. ૧
સકળ ચરાચરને વિષેરે, વસ્યા દેખે ભગવાનરે;
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહીં અભિમાનરે. તાદશી જન. ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકિત તનું થાયરે;
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રુંધાયરે. તાદશી જન. ૩

* એક પ્રતમાં "અરચે" એવો પાઠ છે. † તાદૃશીજન—પરમ વૈષ્ણવ; અનન્યાસક્ત ભક્ત.

પરદુઃખે દાઝે ઘણુંરે, કરે કોઇનો ના દ્રોહરે;
ઇંદ્રિજિત સાચા સદા, ના પામે માયામાં મોહરે. તાદશી જન. ૪
અકળ લીલા નંદલાલનીરે, તેમાં લગ્ન જેનું મનરે;
પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદનરે. તાદશી જન. ૫
નટવર ઝળકે નેત્રમાંરે, કાન્તિ કરુણા મધ્ય હોયરે;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇના ન જોયરે. તાદશી જન. ૬
વહાલા લાગે સહેજે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે;
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહિં વિત્તરે. તાદશી જન. ૭
હરિ, ગુરુ, વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે;
દૃઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલરે. તાદશી જન. ૮
સેવા સ્મરણ સતસંગમાંરે, જેની આસક્તિ અતિરે;
કપટનો લેશ નહિં હ્રદે, હરિ ચરણે સદા મતિરે. તાદશી જન. ૯
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશશુંરે, સદા મુખે કૃષ્ણ નામરે;
તે ભગવદીતણા દાસનો, સદા દાસ દયારામરે. *તાદશી જન. ૧૦

## પદ ૧૧ મું, ગત અઢાની

(હરિ ! હું શું કરું રે, મારો માયા ના મુકે કેડો રે; એના જોટાનું.)

શીદ કરે શોચનારે, છે શિર શ્રીજી સરિખા સ્વામી;
માહાકૃપાળ જનવત્સલ, સમર્થ ઇશ્વિર અંતરયામી,
શીદ કરે શોચનારે. ટેક.

આત્માદિક સહુ કૃષ્ણ સમરપ્યું, કહે જૂઠું કે સાચું;
જો સાચું તો તારે શી ચિંતા, જો ચિંતા તો કાચું,
શીદ કરે શોચનારે. ૧

* 'તાદૃશી જન તેને જાણીએ' એ પદ રાજીયાના ઢાળનું છે. ડભોઇના લોકોએ દયારામભાઇને કહ્યું કે, તમે બધાં ઢાળનાં પદ કર્યાં છે, પણ રાજીયાના ઢાળનું પદ નથી કર્યું, તે ઉપરથી દયારામભાઇએ એ પદ કરીને ગાઈ સંભળાવ્યું હતું. આ હકીકત સીનોરમાં એક સાઠોદરા નાગરે મને કહી હતી.

જે થકી કર્મ શુભાશુભ ઉપજે, તે મતિ હરિને અરપી;
પછી તેની કૃતિ તારી શાની, શીદ મરે છે ડરપી,
શીદ કરે શોચનારે. ૨

અશ્વ ચઢીને ખાંધે ખડીયો, કહે શા માટે વહે છે;
વાહનને શો વિરામ તેથી, મૂરખપણે દુઃખ સહે છે,
શીદ કરે શોચનારે. ૩

તદા કહેશે તું કુકૃતિ કરાવી, હાર કેમ કહેવાયે;
તે સાચું પણ તુજ કૃાત કહેતાં, સહુ કર્તાપદ જાયે,
શીદ કરે શોચનારે. ૪

જાણી જુગુપ્સિત સજ્જન ન કરે, અશક્યતાએ થાયે;
જાણી જોઈ અનુચિત આરંભે, તે પછી શીદ પસ્તાયે,
શીદ કરે શોચનારે. ૫

પ્રીછી પાપ કરે પસ્તાયે ન, તે તો કહીએ પાપી;
અથવા નારદાદિ પણ નિર્ભય, નિશ્ચે હરિ મતિ આપી,
શીદ કરે શોચનારે. ૬

તદા કહેશે એટલા ઉપર, મેં કર્યું ભાસે શા સારુ;
તે પણ ઇચ્છા સમજ હરિ, તારું કરશે સહુ વારુ,
શીદ કરે શોચનારે. ૭

અકળ અટપટી ઈશ્વર ઇચ્છા, હારદ નવ સમજાયે;
સહુ કરવા સમર્થ શ્રીજી પણ, નિજજન અશુભ ન થાયે,
શીદ કરે શોચનારે. ૮

કદિ વ્યવહાર વાણી મોટાની, ચિંતા સરખું ભાસે;
પણ સૂક્ષ્મ સમજણ છે માટે, અંતરથી નવ ત્રાસે,
શીદ કરે શોચનારે. ૯

સ્મરણ સમરપણ ના રહે નિરંતર, માટે ઉપજે ચિંતા;
જો રહે તો હુંપદ હારે સહુ, કૃતિ ભાસે ભગવંતા,
શીદ કરે શોચનારે. ૧૦

૫ જુગુપ્સિત–લજ્જા પમાડે તેવું.

ચિંતા કોઈ વાતની પણ ન કરવી, શ્રીમહાપ્રભુ ભાખ્યું;
દયા પ્રીતમ પુષ્ટિ ફળ સંબંધ—માત્રે નિજ બળ દાખ્યું,
શીદ કરે શોચનારે. ૧૧

## પદ ૧૨ મું

"જેના હ્રદયમાં અખંડ રસિકરૂપ, તેને કાંઈ નથી કરવું રે." એ રાગ.

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઈ જાચું રે;
મુક્તિ મારગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે. ૧
રીઝે રાબડી થકી તો ગરીબ લોક રે, ભોગીને ના ભાવે રે;
અમો રાજનાં ખાસાં ખવાસ રે, મુક્તિ મન નાવે રે. ૨
નિત નિરખીએ નટવર રૂપ રે, હોંસ મનમાંથી રે;
મનમાન્યું મળે સહુ સુખ રે, એકતામાં ક્યાંથી રે. ૩
દુષ્ટ જીવને તો કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે;
છતે સ્વામીએ સૌભાગ્યનું સુખ રે, સ્વપ્ને ન દેખે રે. ૪
દિવ્ય રૂપ છો સદા સાકાર રે, આનંદના રાશિ રે;
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકના નિવાસી રે. ૫
આપ સ્વામી સદા હું દાસ રે, નાતુ એ નિભાવો રે;
રુચે આપને કરાવો તેવી કૃતિ રે, અન્ય રખે લાવો રે.* ૬
વિના લાલચનું લાલ મુને વહાલરે, અચલિત આપોરે;
વિષય વાસના પ્રપંચની પ્રીતરે, શ્રીકૃષ્ણ મારી કાપોરે. ૭
અનન્ય સેવા અખંડ સતસંગરે, મનોહર માગું રે;
દયા પ્રીતમજી આપો મુને એહરે, પાય લળી લાગું રે. ૮

૧ મુક્તિમારગી—મોક્ષની ઇચ્છા રાખનારા. ૨ રાજનાં ખાસાં ખવાસ—રાજાના ખાસ પરિચારકો; પ્રભુના અનન્ય ભક્તો. ૩ એકતામાં—જીવબ્રહ્મની એકતામાં; અદ્વૈત રૂપમાં. ૫ રાશિ—ઢગલો. અનુચિત—(अनूउच्चित) અયોગ્ય. માયિક મુગ્ધ—માયાવાદી મૂર્ખ લોકો; અદ્વૈતવાદીઓ. ૬ નાતુ—સંબંધ. ૭ વિના લાલચનું—લાલચ વિનાનું; નિષ્કામ. વહાલ—પ્રેમ; ભક્તિ. ૮ પાય લળી લાગું—પ્રીતિથી પગે લાગું;

* પાઠ-ગુ. પ્રેસની પ્રતમાં "રૂચે આપ તે કરો તેવી ટેવ રે."

## પદ ૧૩ મું, રાગ રામકલી

તારો જો કૃપા કરી હરિ, તો તરાય રે;
જીવને ડાહાપણે કાંઈ, અર્થ ના થાય રે. તારો જો૦ ટેક.
રાજ્ય તજી ભરતે ભજ્યા, ભાવે ભવ રાય રે;
તે છોડાવીને લગાડ્યો, મૃગ કેરી માય રે. તારો જો૦ ૧
સૌભરી દુ:ખ સંગે ડરી બેઠા, જળ માંહ્ય રે;
મચ્છ સંગ જોઈ વર્યાં, પચાસ કન્યાય રે. તારો જો૦ ૨
વૃંદા સમી પતિવ્રતા, અન્ય ના કહેવાય રે;
આપે છળ રચી છળી, તેનો શો અન્યાય રે. તારો જો૦ ૩
પ્રિયવ્રત પ્રચેતા સંગ, મન વચ કાય રે;
બ્રહ્મદ્વારે ભય દેખાડ્યો, લગાડી બળાય રે. તારો જો૦ ૪
વેદે જેમ કરી તેમ, કૃતિ કર્મે જાય રે;
પણ તેની સિદ્ધિ કૃષ્ણ, હાથે દયો ગાય રે. તારો જો૦ ૫

## પદ ૧૪ મું-રાગ સારંગ, બાળલીલાનો ગરબો

('સજન ! સાંભળો રે, હરિની બાળલીલા કાંઈ ગાશું' તેનો જોટો.)

પરાક્રમ પ્રેમનું પેખો રે, પણું નહીં કોઈ સાધનનું કામ;
વશ કર્યાં વ્રજનારે રે, વિઠ્ઠલ અચ્યુત આત્મારામ. ટેક.
શિવ સમાધે શોધે રે, જેનો શેષ નવ જાણે પાર;
વણ તેડ્યો તે વહાલમો રે, ઉભો રહે ગોપીને બાર. ૧
પદ્મા પદ તલાંશી માગે રે, સેવા જેની તે શ્યામ;
વહાલ ધરી નિત વ્રજ વનિતાના રે, ઘરનાં કરે કામ. ૨
કોઈ કહે પેલો પાટલો લાવો રે, પાળી માગે કોય;
કોઈ મંગાવે પાદુકા રે, જેમ કાંઈ પ્રાકૃત બાળક હોય. ૩
એક કહે ફુલની માળા ગુંથો રે, આવડે છે જોઉં આજ;
એક કહે પેલી દોહોણી લાવો રે, કરે કરાવ્યાં કાજ. ૪
એક કહે મારો ચોટલો ગુંથો રે, એક કહે ભેટો લાલ;
એક કહે ચુંબન કરવા દ્યો રે, તેને મુખે અરાડે ગાલ. ૫

એક કહે કરના ચાળા કરીને રે, નાચો નંદકુમાર;
એક કહે લાલા ગાઓ તો રે, માખણ આપું બીજી વાર. ૬
બ્રહ્મ અનાદિ વેદ કહે જેને રે, પહોંચે નહીં મન વાચ;
તેને ગોકુળની નારી નચાવે રે, વિધવિધ કેરા નાચ. ૭
બ્રહ્માનંદ ગમે તે માગો રે, માગો વૈકુંઠ કૈલાસ;
બાળલીલા શ્રીકૃષ્ણની નીરખું રે, માગે દયો દાસ. ૮

## પદ ૧૫ મું, ગત દાદરાની

("હૃદયા રૂપ રંગીલુ રાખો, શ્રીકૃષ્ણ નામ સતત મુખે ભાખો," એ રાગ.)

મોરલી રમ્ય મનોહર વાઈ મનોહર વાઈ,
મોરલી રમ્ય મનોહર, મનોહર વાઈ. મોરલી. ટેક
ભવ ત્રય તાપ હર્યો રે સાંભળતાં,
ચંચળ મન હરિચરણે જ વળતાં;
લાગ્યો ધ્યાસ ઉદાસ પ્રપંચથી, (૨)
કમળનયન કમળવદન પરમ રસિક–
સપ્ત સ્વર ત્રણ ગ્રામ વેદ ધુની ગાઈ. મોરલી. ૧
વિધિ સુર ગહન ગતિ નવ જાણે,
શુક સનકાદિક કીરતિ વખાણે;
તપ કરે શંકર નારદ તુંમર, (૨)
સરીગમપધની ધપમગરી સસારીરીરી–
ગગગરીરીરીરી, સંગીત ચતુરાઈ. મોરલી. ૨
શ્રી હરિનો દયા જરા રંગ લાગ્યો,*

ટેક–વાઇ–વગાડી. ધ્યાસ–અભ્યાસ.

૧ સપ્ત સ્વર–સંગીતના સાત સૂર; સ (ષડ્જ), રી (રિષભ), ગ (ગાંધાર), મ (મધ્યમ), પ (પંચમ), ધ (ધૈવત), નિ (નિષાદ). ૨ તુંમર–તુંબુરુ; ભગવાનના એક મોટા ગવૈયા. શૂંગીત–સંગીત; ગાયન.

* પા. ગુ. પ્રેસના સંગ્રહમાં "શ્રી હરિનો જ હૃદે રસ જાગ્યો" એવો પાઠ છે.

આ સંસારનો ભયસહુ ભાગ્યો;
ફરી ફરી જનમ નથી અવતરવું, (૨)
શ્રવણ મનન હરિ કીરતન ભજન–
પૂજન રામનામ નવનિધિ સુખદાઈ.* મોરલી. ૩

## પદ ૧૬ મું, રાગ સોરઠ, ગત દીપચંદી

શ્રીજી શામાટે રે સાંભળતા છો નહીં;
મારી વિનતિ વહાલાજી મુને તે કહોની,
કેહેશો સુણીએ છીએ તો ઉત્તર દ્યોની. શ્રીજી શામાટેરે. ટેક.
ગમુ તમને તેવો હું તો કયમ થાઉં;
માયા જાળમાં ઘેરાયો છું તે કયાં જાઉં,
તમો વિના નથી બળ કયાં અથડાઉં. શ્રીજી શામાટેરે. ૧
સેવું કયમ સમરું અગ્નિ બળતાં;
છો દયાળુ દયા ના આવે ટળવળતાં,
કૃપા કરો તો વિલંબ નથી દુઃખ ટળતાં. શ્રીજી શામાટેરે. ૨
જાણી જોઇને ના બોલો ત્યાં હું શું કહું કથી;
સ્વામી છો તદપિ કહ્યા વિના રહેવાતું નથી,
મારું કાંઈ ન ચાલે હું તો મરું છું મથી. શ્રીજી શામાટેરે. ૩
જીવ દુષ્ટ સ્વાભાવિક તે તમે જાણો;
મારા શામાટે અવગુણ આણો,
નથી આણતા તો આવડું શીદ તાણો. શ્રીજી શામાટેરે. ૪
જેને પ્રાણ સરીખું પ્યારું કહીએ;
તેને પોતાનો જાણીને પાણી ગ્રહીએ,
એમ તેથી છેક અળગા નવ રહીએ. શ્રીજી શામાટેરે. ૫
હરિ હું હાર્યો હાવાં કરગરતો રડતો;

* ગુ. પ્રેસના સંગ્રહમાં નીચે પ્રમાણે લીટીઓ વિશેષ છે:–
તે દયા તું જ પ્રાણધન્ય, ભાગ્યરસના રટલ્યાઇ, મોરલીરમ્ય.

તેનો જવાબ હજી કાંઈ નથી જડતો,
રખે પતીત જાણીને મુકયો હોય પડતો. શ્રીજી શામાટેરે. ૬
મારા વહાલા મારી અકળામણ ટાળો;
કૃપા દ્રષ્ટિએ કરીને મારા સામું ભાળો,
જેવો તેવો છે દયો તમારો પાળો. શ્રીજી શામાટેરે. ૭

## પદ ૧૭ મું, રાગ સોરઠ,* ગત દીપચંદી

મન તે મોહનમાં શે ના મોહ્ય, તેને કાજે શીદ ચિત્ત પ્રોય; મન તે મોહનમાં૦ ટેક.
જગ મનમોહન મદન છે ને, મદન મનોહર કૃષ્ણ;
જો તેમાં મન મોહ પામે તો, પૂરણ થાય પ્રીત તૃષ્ણ. મન તે મોહનમાં૦ ૧
દ્રવ્ય દેખી સહુ કોઈ ધાયે તે, દ્રવ્ય જેનો અંશ;
તે કમળા મોહ પામી રહી છે, સહુ મોહન અવતંસ. મન તે મોહનમાં૦ ૨
નારી નરચિત્તચોર છેરે, નર નારીચિત્તચોર;
તે બન્નેનું મન મોહ પામે, નટવર નંદ કિશોર. મન તે મોહનમાં૦ ૩
જેને કશી નહિ કામનારે, એવા જોગી જંન;
તે જેમાં મોહ પામી રહ્યા છે, સોંપી તન મન ધન. મન તે મોહનમાં૦ ૪
જેની રચના જોઇનેરે, મોહ પામે સહુ જન;
તે કરતામાં કમી કસી રહે, દયા વિચારો મન. મન તે મોહનમાં૦ ૫

## પદ† ૧૮ મું, ગત ચાલતી લાવણીની

"એક વર્યા ગોપીજન વલ્લભ, નહિ સ્વામી બીજો," એ રાહ.

ગોપીનાથ નામ કીરતન નિર્ભયાનંદકારી,
પાપ સકળ સંતાપ દુર્મતિ, મહાસંકટહારી. ગોપીનાથ નામ૦ ટેક.

* આ પદ કબીર ભક્તના બંગલાપરથી કર્યું છે. "બંગલા ખુબ બના મહારાજ, જામે નારાયણ બોલેરે; બંગલા" એના જેવા રાગનું છે.

† આ પદની તુકોમાં જે આદિ અક્ષર છે તે જ અંતમાં છે એ ખૂબી છે. બૃહત્ કાવ્ય દોહનમાં આ પદ છપાયલું છે, પણ તે અશુદ્ધ છે, માટે મારા સંગ્રહમાંથી શુદ્ધ લીધેલું છે.

ગોમતી ગંગા યમુના સરજુ તત્ર નર્મદા ગો;
ગોપાલ બાલ કીર્તિ સરતી યત્રોચ્ચારતી ગો,
ગો વર્ણજીતે કૃષ્ણ કીર્તને પ્રાપ્તિ લો વર ગો;
ગોત્રનાથ ગોત્રના તુલા ફલ, દાન કોટી જે ગો. ગોપીનાથ નામ૦ ૧
પિતા માતા ગુરુ ગોબ્રાહ્મણ, મહા પવિત્ર સ્વાદો પી,
પિશાચ પ્રેતાદિ નાસે, હરિ નામેથી ડરપી;
પિનાકી ગો નિઃસાધની પદ પામ્યા, કૃષ્ણ નામ જલ્પી;
પીડા ભવ ભય માયા કાળથી, છૂટે કૃષ્ણ જપી. ગોપીનાથ નામ૦ ૨
નારાયણ નામે તર્યો દ્વિજ, પાપી પ્રેમ વિના,
નામાભાસે સુગતિ પુંશ્ચલી, વામી અમિત ગુના;
નાથ અનાથ તણા એ રીતે, સમજી લે તું મના,
નારદાદિ ગ્રહ્યું નામ તજી, ઉપાય બહુ વિધિના. ગોપીનાથ નામ૦ ૩
થરથર ધ્રુજે કાલ અજા, હરિ નામે સમરથ,
થવું ન કષ્ટી વન ન જાવું સહેજે સરે અરથ;
થડ મૂકી ડાળાં સિંચો, શું સમજો સુભગપથ,
થશો પરમ પદ ભોગી દયા, ગાતાં ગોપીનાથ. ગોપીનાથ નામ૦ ૪

## પદ ૧૯ મું, રાગ પ્રભાત

જીવતા જાણવા પ્રેત, એવા જન જીવતા જાણવા પ્રેત;
સાધુની સંગત સ્વપ્ને ગમે નહીં, હરિ ઉપર નહીં હેત. એવા જન૦ ૧
પૂરા પ્રવીણ માયા મમતામાં, ધરમની વાતે અચેત;
ચાડી ચુગલી કરે અરીષ્યા, કહે તે રુચે નહીં ઉજેત*. એવા જન૦ ૨
આઠે પ્રહર વિષયમાં રહે વળગ્યા, વિષયીશું સંકેત;
દગો કરે, નહીં ડરે દોષથી, એ જ આપને (સર્વને) બુડાવેત. એવા જન૦ ૩
મલિન કરે કૃત્ય મગ્ન રહે, કદી કામ કરે નહીં શ્વેત;
કહે દયો આપે બુડે ત્યાં શું અચરજ, બાળે કુટુંબ સમેત. એવા જન૦ ૪

* ઉજેત=હુજ્જાતિ, જીદ્દી, મમતા.

## પદ ૨૦ મું, રાગ શ્રીપદ

હાંરે ભાઈ ભજન સમો વહી ચાલ્યો, હાવાં ક્યારે ગોવિંદ ગાશો;
હવડાં તો લહેતા નથી ભાઇરે, પાછળ બહુ પસ્તાશોરે. ભજન૦ ૧
જ્યારે તું લક્ષ ચોરાશીમાં બહુ ભટકયો, દયા પ્રભુને આવી;
કૃપા કરી મનુષ્યાદેહ આપી તે, તેં વૃથા ગમાવીરે. ભજન૦ ૨
પ્રભુએ આ અવસર તુજને આપ્યો છે, કરવા અનુગ્રહ તારો;
ઉંડા જળમાં શીદ ધસે ફરી, ચૂકીને ઓવારોરે. ભજન૦ ૩
મન તું કામ ક્રોધ અહંકાર તજીને, સંભાળની કાંઈ તારું;
આ તો ચાર દિવસનું ચાંદરણું, પાછળ ઘોર અંધારુંરે. ભજન૦ ૪
મન તું હરિ ભજ, હરિ ભજ, હરિ ભજ, હરિ ભજન વિના સહુ કાચું;
જે માને તે મહા સુખ પામે, દયો કહે સહુ સાચુંરે. ભજન૦ ૫

## પદ ૨૧ મું,* રાગ બરુઓ અથવા ભીમ પલાસી, ગત ઠુમરીની

રહે રાજી રાધાનાથ, સહુ તજી તેજ કરો એક જેમ બને;
જેથી બગડ્યું સુધરી જાય, અધર્મ ધર્મ થાય, સહુ વસ્તુ કને. રહે રાજી૦ ૧
ચંદ્રહાસને વિષ વિષયા થઈ, વણસ્યું સુધર્યું કાજ,
અનાયાસ આનંદ પામીયો, એ રમણી ને વળી રાજ;
સહુ તજી તેજ કરો રહે રાજી રાધાનાથ. ૨
બ્રહ્માદિકને ભય ઉપજાવે, એવું કાળનું જોર;
તે ધ્રુવજીનું થયો પગથીયું, જેમ વળાવા ચોર. સહુ તજી૦ ૩
દીતિએ ઇંદ્રનો અરિ ઉપજાવ્યો, તેજ મરુત ગણ મિત્ર;
અધર્મ ધર્મ થયા પાંડવને, કૃષ્ણ પ્રસાદ ચરિત્ર. સહુ તજી૦ ૪
ભીમસેનને પથ્યરૂપ વિષ, થયું શાસ્ત્રમાં વાત;
વિનતિ વિના ભય દુઃખ હરે, હરિભજનના વિક્ષાત. સહુ તજી૦ ૫
એવા છે ઇતિહાસ ઘણા પણ, સમજો સ્વલ્પ જ માંહ્ય;
શ્રીજી સન્મુખ હોય દયા જ્યાં, સરવે સન્મુખ તાંહ્ય. સહુ તજી૦

* આ પદમાંની બીજી અને ચોથી કડીઓ "કૃપાદૃષ્ટિ શ્રીકૃષ્ણ કરે,' એ પદમાં છે.

## પદ ૨૨ મું, રાહ ઉપરના પદની

હરિ હિત કરતાં કદી પાપ તે, પણ ધર્મરૂપ નિશ્ચે જાણો;
જેમાં ઈશ અનાદર થાય તે, પાપ રૂપતે પરમાણો. હરિ. ટેક. ૧
નિજ વાકય પાળ્યું નૃપ દશરથ, કર્યો અનાદર રામ;
દયાનિધિ હરિ માટે સ્વર્ગ પણ, પુરિજન સરવ સ્વધામ.
તે પણ ધર્મરૂપ નિશ્ચે જાણો. હરિ. ૨
વસુદેવ વચન આપ્યું કંસને, આણી આપીશ સર્વ બાલ;
કર્યો અધર્મ પણ ધર્મ ઠર્યો, વ્રજ પધરાવ્યા ગોપાલ.
તે પણ ધર્મરૂપ નિશ્ચે જાણો. હરિ. ૩
ઋષિપત્નીએ પતિ વચન અલોપ્યું, પ્રભુ પોષ્યા થયો ધર્મ;
યજ્ઞ વિધિ સાધી હરિને દુભવ્યા, તે મુનિનું ઠર્યું કુકર્મ.
તે પણ ધર્મરૂપ નિશ્ચે જાણો. હરિ. ૪
અર્જુને પાપ કર્યું દ્વિજહત્યા કરી, ઋષિ પંકજનેન;
ક્ષત્રી ધર્મ સાધ્યો પ્રભુ પીડ્યા, માટે ભીષ્મ પડ્યા શરસેન.
તે પણ ધર્મરૂપ નિશ્ચે જાણો. હરિ. ૫
ગુરુ ઓળંઘી બળિએ હરિ સંતોષ્યા, પાપ થઈ ગયું પુન્ય;
ધર્મ શિખ હિત હરિ અવમાન્યથી, અધર્મી ઉશના મુન્ય.
તે પણ ધર્મરૂપ નિશ્ચે જાણો. હરિ. ૬
પરમ ધર્મ તે એ જ જાણવો, પ્રભુ પ્રસન્ન જે વાત;
દયા દયાનિધિ શ્રી મુખે ભાખ્યું, તે મેં વર્ણવ્યું ખ્યાત.
તે પણ ધર્મરૂપ નિશ્ચે જાણો. હરિ. ૭

## પદ ૨૩ મું, રાગ ભેરવ*

પ્રાણ પ્રયાણ સમે પ્રભુ મારા, મુને દેશો ના જમ કર જાવા રે;
જેવો હું રે થયો મારા વહાલા, તેવા તમો યોગ્ય નહીં થાવા રે. પ્રાણ૦ ૧

* આ પદ અંત સમયે પોતાની દીનતા દાખવવા રચેલું કહેવાય છે.

સકળ દોષનું પાત્ર પતિત હું, અધમ સરવથી ઈશ રે;
સેવા સમરણ સાધનહીનો તોયે, રાખી લેજો જુગદીશ રે. પ્રાણ૦ ૨
શરણ આવ્યો છું સમર્થ જાણી, ઉગરવાની આશે રે;
બરદ વિચારી બાંહ્ય ગ્રહો, હું કંપુ છું કાળને ત્રાસે રે. પ્રાણ૦ ૩
મારી પાસાનું સહુ કાચું છે, તે સામું રખે ભાળો રે;
કિંકર જાણી કેશવજી મારું, સરવે આપ સંભાળો રે.. પ્રાણ૦ ૪
આપ કરો તો શું નવ થાયે, જે ન કરો તે બાકી રે;
રંક જાણી મુને રાજ નિવાજો, ઘણો ગયો છું થાકી રે. પ્રાણ૦ ૫
દીનબંધુ છો માટે દાવો, બાકી ન મળે જોર રે;
દાસ દયાના પ્રભુ કરુણાનિધિ, નટવર નંદ કીશોર રે. પ્રાણ૦ ૬

## પદ ૨૪ મું, રાગ કેદારો

એવી અચલ ભક્તિ તારી આપ મુને મોહન, કરુણાનિધિ ગિરિધારી રે;
કાયા વાચા મનસાએ કરી, સેવા કરું સદા હું તારી રે. એવી૦ ૧
નેત્રે મારે તુંને નખ શિખ નિરખું, નોછાવર કરું પ્રાણ રે;
માલ્ય વૃંદા દલ અંધ્રિ પ્રસાદીની, લેઉં સુગંધી ઘ્રાણ રે. એવી૦ ૨
રસનાએ તારા ગુણ યશ વરણું, રંક અખંડ અભિધાન રે;
તારું કથામૃત શ્રવણે મારે, પ્રેમે કરું નિત્ય પાન રે. એવી૦ ૩
હસ્તે હરિ કરું તારી સેવા, મન પ્રીતે કરું ધ્યાન રે;
ચરણે ચાલી તારે મંદિર આવું પણ, વ્યાપે નહીં અભિમાન રે. એવી૦ ૪
સર્વાંગે કરી કરું તુંને દંડવત, સદા રહું તારે શરણે રે;
કહે દયો આપો શ્રીકૃષ્ણ એટલું, મારું ચિત નીત રહે તમ ચરણે રે. એવી૦ ૫

## પદ ૨૫ મું, રાગ પ્રભાત

શ્રીકૃષ્ણ રાધારમણ, પૂર્ણ પુરુષોત્તમ, ગોકુળાધીશ, મુજ રુદયા વાસો;
શ્રીનંદનંદન નરાકૃતિધરણ નાથજી, તમતણી ભક્તિ મુને અચળ ભાસો. શ્રી૦ ૧
શ્રીગુરુ શ્રીવલ્લભનાથ શ્રીવિઠ્ઠલ પ્રભુ, કરી કૃપા સદા મુને શરણ રાખો;
કોટી કંદર્પ લાવણ્ય નટવર વપુ, મદનમોહન નિત્ય વદન દાખો. શ્રી૦ ૨

ગોપીપતિ બંસીધર ત્રિભંગ લલિતાકૃતિ, તમશું મુજ મન સદા રાખો ચાહુ;
યમુનાવર શ્રીસુંદરસ્યામ સર્વે શ્રવણ રુચો, રખે અન્ય મુને દૃષ્ટે જાઉ. શ્રી૦ ૩
વ્યાપી વૈકુંઠદાયક શ્રી લીલાપતિ, અખંડ લીલાનું મુને સુખ આપો;
કેશવ કરુણાનિધિ દામોદર દીનપતિ, સદા સ્વભૃત્ય કરી મુજને થાપો. શ્રી૦ ૪
શરણાંગતવત્સળ પુષ્ટિ રમાપતિ, તમ ચરણશું પ્રેમ અચળ જગાવો;
હે પરમાનંદ પરબ્રહ્મ મુને તમ વિષે, આપો અનન્યતા રખે ડગાવો. શ્રી૦ ૫
એટલી વસ્તુ મુને શિઘ્ર આપો પ્રભુ, તેમ કરો મારું જેમ શ્રેય થાય;
શ્રીમુખે કહો મુને 'તું છે મારો દયા,' હે સ્વામી ત્યારે મારા તાપ જાય. શ્રી૦ ૬

## પદ ૨૬ મું

"સાચું તે સગપણરે, સમજ મન શ્યામતણું." એ રાગ.

હાવાં ક્યાંથી મળો છોગાળા રે, ઓ અલબેલાજી ફરી, ટેક.
ઘણે દહાડે મારે હાથ ચઢ્યા છો, મન ગમતું સુખ લેશ;
ખટપટ મુકી ખુશી થઇને, ગમશે ત્યારે જાવા દેશ,
જોર કરી જાશો રે, હું તતક્ષણ જાઇશ મરી. હાવાં ક્યાંથી૦ ૧
જે કર્યું તે જગજીવન છો, મારે નથી અન્યનું કામ,
પ્રેમ પયોધિ પાતળિયા, મારા વિરહ દુઃખના વિશ્રામ;
ઝાઝું કહેવું શાંને રે, ભજો તન તાપ હરી. હાવાં ક્યાંથી૦ ૨
તન મન મારું તમશું બાંધ્યું, પ્રભુ હાવાં શું કહું વિશેષ,
મારા ભાગ્યમાં છો તમો ભૂધર, લખ્યા વિધાત્રા લેખ;
ડરું ના દુરિજનથી રે, લજ્જા મેં તો મૂકી પરી. હાવાં ક્યાંથી૦ ૩
આતુર જનની આશ પૂરવી, ચતુરનું લક્ષણ એહ,
દાસ દયાના પ્રભુ હું છું તમારી, મેં તો તમને સમરપી દેહ;
પૂરો કોડ મનના રે, અમપર મેહેર કરી. હાવાં ક્યાંથી૦ ૪

## પદ ૨૭ મું

"સાચું તે સગપણ રે, સમજ મન શ્યામતણું." એ રાગ.

હરિ ના ભજ્યા તેં સહેજે રે, અલ્પ પ્રાણી આ શું કર્યું. ટેક.
ફેરો પડ્યો ફોગટ રે, મનુષ્યા જન્મ ધર્યું ના ધર્યું;

શો કરાર હરિ આગળ કીધો, આંહાં ક્યમ વિમુખ થયો,
ઘણા કાળ ભટક્યો ભાઈ ભવમાં, માયામાં પચી રહ્યો;
કહેને કશું કારજ રે, અધમ તારું તેથી સર્યું. હરિ૦ ૧
વિષયતણું સુખ સઘળે છે, તું જ્યાં જઈ જનમ ધરેશ,
મનુષ્ય દેહ પાખે મુરખ હરિ, સમરણ સુખ ક્યાં લેશ;
જશે રત ઉલી રે, પછે હતું તેમનું તેમ ઠર્યું. હરિ૦ ૨
તારા ભવનમાં ચોરી થાય છે, તું નવ જાણે કશું,
જો સમઝે તો જોને સંભાળી, ઘણું એક દ્રવ્ય ખસ્યું;
શેષ સાચવી લે રે, પહેલું ધન હર્યું તે હર્યું. હરિ૦ ૩
કાયર થઇને કૃષ્ણ ના સમર્યા, ભાવે ભુગતો સંસાર,
જાવું પૂરવ દિશા ને ચાલ્યો પશ્ચિમમાં, તેનો પછી ક્યાં પાર;
દયા જો વિચારી રે, ભજન વિના કોણ તર્યું. હરિ૦ ૪

## પદ ૨૮ મું, રાગ પ્રભાત

મારી શી ગતિ શ્રી હરિ કાંઈ સમજ્યો ન હું, મુરખ કેવળ ને અહમેવ મોટો;
બગતણી જોડ હું હોડ્ય કરું હંસની, એ જ આ દેહ માહા રોષ ખોટો. મા૦ ૧
પૂરણ છું પતિત, પણ પુનીતતા ના મળે, મિથ્યા મનની મહત્તા ન જાયે;
પતિતપાવન પ્રભુ, બરદ તો સત્ય પણ, હુંજ ખોટો કોને કયમ કેહેવાયે. મા૦ ૨
કહેણ મોટી કથું, રહેતો અલ્પ નહીં સમો, લોક સાચો લહે પણ હું જુઠો;
છું એવો પ્રગટ, કહું છું પ્રભુ છો ધણી, રંક છું રાજ રુઠો કે ત્રુઠો. મા૦ ૩
મારી પુરવ કરણી અધમ તેથી આ અધમ, સ્વભાવ મારો હું નિશ્ચે લહું છું;
તમતણો વાંક હું એમાં કાઢું કયમ, મેંજ વાઢયાં છે તે હુંજ વહું છું. મા૦ ૪
દોપ અવગુણનો પાર કયહું છેજ નહીં, ઉગરવાનો નથી એકે આરો;
બુડુ છું ભવ વિષે, કર ગ્રહો કૃષ્ણજી, તમ વિના કયહુ નથી ઠામ મારો. મા૦ ૫
જેવો છું તેવો તવ શરણ આવી પડ્યો, હરિ ગમે તેમ કરો રાખો ભારો;
ભણે દયો દાસ શ્રીકૃષ્ણ છું તમતણો, હું તમારો તમારો તમારો. મા૦ ૬

## પદ ૨૯ મું, રાગ બીલાવર

એકજ નામ શ્રીકૃષ્ણનું, સઘળાં સુખ આપે;
મદનમોહનજીને મેળવે, દુઃખ દુકૃત કાપે. ૧
વળી એવું પણ સાંભળ્યું, સદા હરિ હરિ કહેવું;
વિરુદ્ધ ટળે બેઉ વચનમાં, હારદ કહ્યું તેવું લેવું. ૨
આતુર અરજ કરે સદા, ફળ તો સાંભળે સ્વાંમી;
કહ્યું વચન સુણી માનશે, છે એ સમજની ખાંમી. ૩
માટે નિરંતર નાથનું, નામ રટતાં રહેવું;
કોઈએક દિન મન આવશે, સઘળું ફળ ત્યારે લેવું. ૪
ધણીએ ધાર્યું હશે તે સમે, જોગ સઘળો મળશે;
ખોયા દિવસનો ખંગ સૌ, એક પળકમાં રે વળશે. ૫
કોણ જાણે ઠબકે કેટલે, અગ્નિ ચકમક પડશે;
કઈ ગોળી કયું તીર જઈ, તે નિશાનને અડશે. ૬
પાકયા દાવ પાસે ના પડે, જાણે સૌ નથી છાંને;
પાસા પેરે પ્રભુ સમજવા, મરજી હોય ત્યારે માંને. ૭
હરિ મરજી નથી હાથમાં, તદપિ વળગ્યું રહેવું;
નહીં નિરાશ કરે નાથજી, નિદાન એવું લહેવું. ૮
કયહું ફળ શ્રમ કયહું સહજમાં, ઈશ્વિર કરે મનગમતું;
ઉદાહરણ કહું સાંભળો, સુણતાં ઠરે મન ભમતું. ૯
ગજગુણકા અજામેળને, સદ્ય શ્રી હરિ ફળીઆ;
ઘણા કાળ બ્રહ્માદિક તપ્યા, તોહે તાપ ન ટળીઆ. ૧૦
સદા સ્વતંત્ર શ્રીનાથજી, ગમશે તેમ તે કરશે;
પણ એટલું તો નિશ્ચે ખરું, શરણે આવ્યાં તે તરશે. ૧૧
જેમ જેમ આતુરતા અતિ, તેમ ફળ પાસે લ્યો જોઈ;
જેટલી પાવકની પ્રબળતા, તેટલી શિઘ્ર રસોઈ. ૧૨
શિઘ્ર મળવું તેને શ્રીહરિ, આતુરતા બહુ આપે;
એ ફળ સહુ સતસંગથી, સુખ બહુ દુઃખ કાપે. ૧૩

સાધન શૂન્ય સમા સહુ, નામ અંકને ઠામે;
અંક વિના સુનાં શૂન્ય સહુ, અંક સ્વયમ્ આવે કામે. ૧૪
ભાવે કભાવે કયમે કહીએ, નામ ફળ નહીં કાચું;
ઉલટ સુલટ પડયું ક્ષેત્રમાં, બીજ ઉગે એ સાચું. ૧૫
દયા પ્રીતમ શ્રી કૃષ્ણનું, ચિંતામણિ નામ;
નૂન્ય નહીં કાંઈ ઉચર્યે, મન પૂરણ કામ. ૧૬

## પદ ૩૦ મું, રાગ સોરઠ

"જીવ તું સદાએ સજાઈ રાખ રે, અચાનક જાવું થાશે," એ રાગ.

ભાગવત જાણીને શું કીધું ઓ ભાઇ રે, તેં ભાગવત જાણીને શું કીધું;
મારે જંતુ અહી મણિ અજવાળે, તેમ તેં ઉદર પોખી લીધું રે. ઓ૦ ૧
પારસમણિનું પાત્ર હાથમાં, ઘેર ઘેર ભિક્ષા માગે;
જ્યાં લગી વસ્તુજ્ઞાન ના ત્યાં લગી, દુઃખ દારિદ્રય ના ભાગે. ઓ૦ ૨
દુઝણી ગાયને ગોતુ માંડીને, પય જેમ પર લેઈ જાય;
તેમ તું બોધ કરી પૂજા પામે, આપ ધાવ્ય કોઈ થાય. ઓ૦ ૩
જેમ મલિયાગર પોઠી લાધ્યો, તે સુગંધી શું જાણે;
જ્યાં લગી સાર ના સમજ્યો, ત્યાં લગી તું પણ તે જ પ્રમાણે. ઓ૦ ૪
રતિ કૃષ્ણની ધર્મે તો મન, દયા અખિલ પર આવે;
ત્યારે હું જાણું ભાગવત ભણ્યો, ગર્વ ઇર્ષા નવ આવે. ઓ૦ ૫
જર જશાદિ તૃષ્ણા મન જ્યાં લગી, ત્યાં લગી હરિ નવ રીઝે;
આટલા ઉદ્યમ તેમાં વધ્યો એક, સુણી સમજુ નવ ખીઝે. ઓ૦ ૬
દયા પ્રીતમ શ્રીજી શ્રી ભાગવત, એક રૂપ છે બંધે;
નિઃસ્પૃહ અણુ અભ્યાસ કરેથી, જીવન મુક્ત નહીં સંધે. ઓ૦ ૭

## પદ ૩૧ મું, રાગ કેદારો

તે ભગવદીનાં દુર્લભ દર્શન, જેનું ભાગ્ય હોયે તેને તે ભેટે રે;
અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધના મેટે રે. તે૦ ૧
પ્રેમ ભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહીં કોઇની રે;
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે. તે૦ ૨

સર્વસ્વ જેનું શ્યામસુંદર તેનું, નિશદિન ધ્યાન ન મુકે રે;
શ્વાસ ઉશ્વાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચુકે રે. તે૦ ૩
ક્ષમા દયા સમદૃષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલે રે;
સંતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલે રે. તે૦ ૪
જેનું સરવ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે;
દ્રઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે. તે૦ ૫
અન્ય પ્રસાદી અન્યાશ્રય વરજે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે;
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે. તે૦ ૬
ઇંદ્રિજીત અભિમાન રહિત શુચી, મોહ માયાથી અળગા રે;
જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે. તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મુને કરજો રે;
દયો ભણે તેના ચરણની રજ, મારા શિર પર સદા ઠરજો રે. તે૦ ૮

## પદ ૩૨ મું, રાગ ભેરવ

જેવો તેવો તમ શરણે આવ્યો, શ્યામ સંભારી લેજો રે;
મારાં કૃત રખે છતાં કરો પ્રભુ, જેમ તેમ ગુપ્ત કરજો રે. જેવો૦ ૧
જનુની જનક નવ જુએ કદાપિ, અર્ભકના અપરાધ રે;
તે ગતિ લહી મુને માફ કરો હરિ, મારા કોટીક બાધ રે. જેવો૦ ૨
મુરખ સુત ઉપન્યો ત્યારે તાતને, અવગુણ ઢાંકયે પાર રે;
પ્રગટ કરે તો પોતે લાજે, જાણે સહુ સંસાર રે. જેવો૦ ૩
ડાહ્યો હોય તે દુકૃત ન કરે, કરવો એમ વિચાર રે;
ઘેલાને તો ગતિ નહીં ત્યારે, તેને તે શો માર રે. જેવો૦ ૪
મેઘ ધાર મહી રજ નભ ઉડે, ગણ્યે કો લહે તેનો અંત રે;
તેથી મારા દોષ ઘણેરા, ગણતી નહીં અનંત રે. જેવો૦ ૫
સમર્થ ધણીનો ભારે ભરોંસો, બાકી પાર ના પામું રે;
મારા કામમાં કન્ની ન કરશો, હરિ તમારે શિર નામું રે. જેવો૦ ૬
પોકળ અંતે પ્રગટ થશે ત્યારે, સર્વે જુઠો કહેશે રે;
દાસ દયાના પ્રભુ લજ્જા તમો કર, જેમ રાખો તેમ રહેશે રે. જેવો૦ ૭

# श्रीकृष्णअकळचरित्रचंद्रिका

## छंद दुवैया

श्रीगुरु श्रीवल्लभ श्रीविठ्ठल श्रीकृष्णचंद्र स्वामी;
तिनकी चरनकमलरज शिरपर धरुं हुं शिर नामी. १
श्रीराधाबरअकलचरित्रचंद्रिका कहुं कछु बरनी;
आनंद मंगल करनि तरनि भव, अखिल अमंगल हरनी. २
पुरुषोत्तम सर्वोत्तम अंशी, श्री पूरन अवतारी;
आत्माराम स्वयंभू ईश्वर, हरि परमेश मुरारी. ३
कर्तुमकर्तुमन्यथाकर्तुम् समर्थ अंतर्यामी;
सर्वेश्वर सर्वात्म स्वतंत्र, अतर्क्य महिमा स्वामी. ४
बिभु केशव मन बानी अगोचर, नटबर कुंजबिहारी;
अटपटी अगाध अगम अकळ गति, अनंतादि मतिहारी. ५
बिरुद्धधर्माश्रय चरित्र श्रीकृष्णचंद्रके कहीये;
कछुहु न कहत बने ईश्वरको, बेरबेर शिर नैंये. ६

(२) अकलचरित्र–ન કળી શકાય એવાં ચરિત્ર; સમજી ન શકાય એવાં ભગવાનનાં એક એકથી વિરુદ્ધ કાર્યો. चंद्रिका=ચંદ્રનો પ્રકાશ. तरनी भव=સંસારને તારવાવાળી. (४) कर्तुमकर्तुमन्यथाकर्तुम् समर्थ=ચાહેતો કરવાને, ચાહેતો નહિ કરવાને, અને ચાહેતો કંઈ ત્રીજું જ કરવાને શક્તિમાન્ એવા; अतर्क्य=જેની કલ્પના પણ નહિ થઈ શકે એવા. (५) अनंतादि मतिहारी=શેષનારાયણ વગેરેની બુદ્ધિ પણ થાકી ગઈ. (६) बिरुद्धधर्माश्रय=સાકાર છતાં નિરાકાર, નિરાકાર છતાં સાકાર, સગુણ છતાં નિર્ગુણ અને નિર્ગુણ છતાં સગુણ, એવા એવા વિરુદ્ધ ધર્મો પણ જેને વિષે આશ્રય કરીને રહ્યા છે એવા. વિરુદ્ધધર્માશ્રયસ્વરૂપ શ્રીકૃષ્ણની લીલા અગાધ અને અટપટી છે. તે કોઇથી કહી શકાય તેવી નથી, એ આ કાવ્યની કૂંચી છે, અને એ સિદ્ધાંત અનેક દૃષ્ટાંતોથી કવિએ દર્શાવ્યો છે. શ્રીકૃષ્ણ શું કરશે અને શું નહિ કરશે, અથવા

कालकाल महादेव अजित हरि, तुम जीते छिनमांही;
कालयवनतें भजे धीराधीर, कहत बनत कछु नाहीं. ७
ब्रह्मचारी क्यों कहे गोपिका, कांत खरे गोपाला;
कामी होउ तो कालिंदी क्यों, माग देत ब्रजबाला. ८
किंकरी कुबजा कांता करी हरि, निर्दय हम क्यों कहीये;
ब्रजबासी तरसाये दयालु, कहत हु शंका पैयें. ९
नागपाश बंधाये नटबर, काली नथ्यो अहि छिनमें;
अकथित अचिंत्य महिमा मोहन, आवत बचन न मनमें. १०
का सुंदर छबि महा भयंकर, अंतकको कंपावे;
छेल छबिले मदन मनोहर, सोहु निगम नेति गावे. ११
शांत न नरहरी महा क्रोधी श्री शिव शंभु न शुनि गाथ;
क्रोधी क्यों कही भृगुपद प्रहार सह्यो प्रभु महाविभु नाथ. १२

તો આમ જ કરશે કે આમ નહિ કરે અથવા આમ કેમ નહિ કર્યું, એવા કોઈ નિયમ કે નીતિથી બંધાયલા નથી, એવો આ કાવ્યનો મુખ્ય સંદેશ છે, અને તે કવિએ બહુ સારી રીતે શાસ્ત્રના દાખલા દલીલોથી સમજાવ્યો છે. नैयें=નમાવીએ. (૭) छिन=ક્ષણ. भजे=ભાગી ગયા. ભગવાન ધીર કે અધીર, શૂરવીર કે કાયર કેવા છે તે સમજી શકાતું નથી; કેમ કે કાળના કાળ અને અજિત એવા જે મહાદેવ, તેમને એક ક્ષણમાં જીત્યા એવા મહા શૂરવીર પ્રભુ છે, ત્યારે કાળયવનથી હારીને નાસી ગયા. पा. धराधर=પર્વત, આ પાઠ માન્ય રાખીએ તો પર્વત ઉપર નાસી ગયા એમ અર્થ થાય. પરસ્ત્રીની સાથે પરણેલા પેઠે મોજ મારનાર (ધણી). (૮) कालींदी=યમુના નદી. (૯) पैयें=પામીએ. (૧૦) अहि=સર્પ, નાગ. એક વખત પોતે નાગપાશથી બંધાયા, અને બીજી વખત એક ક્ષણમાં કાલી નાગને નાથ્યો. પ્રભુનો કેવો અતર્ક્ય મહિમા છે! (૧૧) अंतक=યમરાજ. निगम=શાસ્ત્ર. नेति (न+इति)=આમ નહિ. ઈશ્વર આવા જ છે એ કોઈથી કહી શકાય તેમ નથી, માટે શ્રુતિસ્મૃતિ ઈશ્વરનું ભરપૂર વર્ણન કર્યાં છતાંએ "આ નથી," એમ કહે છે. પ્રભુની છબી કોઈ વખત અંતક-કાળને પણ ડરાવે એવી મહા ભયંકર હોય છે, અને કોઈ વખત મદનમનોહર છેલછબીલી અતિસુંદર હોય છે. એથી જ વેદ नेति नेति ગાય છે.

सत संकल्प तदपि बहु खटपट श्रीगोपाल श्रुति गावें;
जो साचे क्यों छल्यो बली नृप निश्चय एक न आवें. १३
जननी सहोदर आदि हते तहु भृगुपति दोष न भीने;
राम पुरन संग्राम हत्यों रिपु रावन हयमख कीने. १४
बानर बल्लव बच्छ जिवाये, निज जांनी पलमांही;
यादव कुल क्षय करवाये, प्रभु वे का अपने नांही ?. १५
समर हन्यो बृत्रासुर बासव, तहु दुजहत्या लागी;
गुरु भगवदि वाडव वध पारथ, सुना गइ कत भागी?. १६
प्रबल प्रभाव अजामिल उचरत, सहज नाम निस्तारा;
मीले प्रकट मुचकुंद प्रभो तहु लेंन क्योंहु औतारा. १७
शुक मिष गुनिका अरध नामको उचरत पद अमृत पाइ;
रतिसह राम कहत तनु तार्यो, सो दिवि दशरथ राइ. १८
प्राणाधिक प्रिय पाण्डो द्रौपदी पृथा सदा दुखी देखे;
विमुख कुकर्मी कौरव केसो कबु कष्टी नहीं पेखे. १९

(૧૩) શ્રુતિ કહે છે કે, બહુ ખટપટ કરવા છતાં પ્રભુ સત્યસંકલ્પ છે; અને જો એમ છે તો બલિરાજાને શા માટે જૂઠું બોલીને છળ્યા ? (૧૪) પોતાની મા અને સહોદર ભાઇઓને મારી નાંખ્યા તો પણ પરશુરામ અવતારમાં દોષ ન લાગ્યો, અને રાવણ જેવા શત્રુને સંગ્રામમાં માર્યો તેના પાપનું નિવારણ કરવાને અશ્વમેધ યજ્ઞ કર્યો એ શું ? भृगुपति=પરશુરામ. न भीने=ન ભાવ્યો. हयमख=અશ્વમેધ યજ્ઞ. (૧૫) વાંદરાં, રીંછ, વાછરડાં વગેરેને પોતાનાં જાણીને એક પળમાં જીવતાં કર્યાં, ત્યારે આખા યાદવકુળનો સંહાર કરાવ્યો તે શું પોતાનાં નહોતાં ? वे का=એ શું ? (૧૬) યુદ્ધમાં વૃત્રાસુરને માર્યો ત્યારે ઈન્દ્રને બ્રહ્મહત્યા લાગી; અને જ્યારે (ઈન્દ્રના અવતારરૂપ) અર્જુને પોતાના ગુરુ અને ભગવદી એવા દ્રોણાચાર્યાદિ બ્રાહ્મણોનો વધ કર્યો, તેનાથી બ્રહ્મહત્યા ક્યાં નાસી ગઈ ? दुज=દ્વિજ. सुना=પાપ; હત્યા. (૧૭) એક ફક્ત નામના ઉચ્ચારથી અજામિલને મોક્ષ આપ્યો; અને મુચકુંદને પ્રકટ મળ્યા છતાં તેને અવતાર લેવો પડ્યો ! (૧૮) પોપટને ભણાવવાના મિષથી રામનામ લેતાં ગુનકા તરી ગઈ; પણ પ્રેમ સહિત રામનામ રટતાં છતાં દશરથ રાજાને સ્વર્ગ જ મળ્યું ! रतिसह=પ્રેમથી. दिवि=સ્વર્ગ.

अनुकंपाप्रतिपाल भरतको, दो दो देह धराइ;
निर्दय शिशुहत्यारी पूतना तुरत जननी पद पाइ. २०
मुनि सौभरी को मत्स्यसंग लग्यो, प्रबल विषय उर जाग्यो;
बलि प्रल्हाद बिभीषन आदिक क्यहु दुस्संग न लाग्यो. २१
पापी पारधी सदेह स्वर्गे, कुकर्म क्यहुं नहीं बाधे;
माधों जन प्रारब्ध भुगाये, जीन जगदीश आराधे. २२
किंचित काल दोषतें दितिसुत, असुर अखिल तत त्रासा;
ढं[illegible]कन्या भोगी पराशर, मछगंधा सुतव्यासा. २३
दुष्ट कनककश्यपकों दीनों पुनित पुत्र प्रल्हादा;
कृष्णभक्त श्रीउग्रसेनको, दीयो कंस क्रव्यादा. २४
तेजस्वी दीपकतें कज्जल श्याम प्रकट प्रभु कीनों;
नाथ नाग शिर मनी उपजायो, रूप रश्मि रसभीनों. २५
ब्रह्मशाप बिनपाप विजय जय, असुर योनिमें डारे;
पापी गिद्ध बीनसाधन निज पुरी दीनी नंददुलारे. २६
भक्तापराध भों सनकादिक, हरि निज इच्छा भाखे;
अंबरिषके अपराधी दुरवासाको शरन न राखे. २७

( ૨૦ ) દયાનું પાલન કરનાર ભક્ત ભરતજીને બબ્બે દેહ ધરાવી; અને બાળહત્યારી નિર્દય જે પૂતના, તેને તુરત માતાનું પદ આપ્યું ! ( ૨૧ ) સૌભરીમુનિને માછલાંનો સંગ જોઈ વિષયવાસના ઉત્પન્ન થઈ; પરંતુ બલિ, પ્રહ્લાદ, વિભીષણ એમને તો નીચ માણસોના સહવાસમાં રહેવા છતાં કંઈ દુઃસંગ ન લાગ્યો ! ( ૨૨ ) પાપી પારધી સ્વદેહે સ્વર્ગે ગયો; પરંતુ ભગવાનને આરાધવા છતાં માધવદાસ વગેરે ભક્તોને તો પ્રારબ્ધ ભોગવવાં પડે છે ! ( ૨૩ ) લગાર કાળદોષથી દીતિના પુત્રો દૈત્ય થયા; પરંતુ પરાશર મુનિએ ગંગાના મધ્યમાં માછીની કન્યા ભોગવી, છતાં તેનાથી વ્યાસમુનિ પ્રગટ થયા ! (૨૪) कनककश्यप=હિરણ્યકશિપુ. क्रव्याद=માંસ ખાનારો; રાક્ષસ. ( ૨૫ ) તેજસ્વી દીવાથી કાળું કાજળ ઉપજાવ્યું; અને કાળા નાગનો માથે તેજસ્વી મણિ ઉપજાવ્યો ! (૨૬) गिद्ध=જટાયુ. (૨૭) भों=થયો. સનકાદિકથી ભક્તોનો

लिय मुष्टिक तांदुल सुदामा, बासब बैभों दीनों;
बलि बलबीर समर्प्यो सब कछु, तापर बंधन कीनो. २८
श्रुतिद्वारा प्रतिपादन मखबिधि, बुधरूप बन हरि निंदी;
मम कर तरिबो कृष्ण कहे नर, तरें न आत्मनि को दी. २९
बिष भीमादिक पथ्य कियो, अमृत बिष कीय हरि राहु;
सुधन्वादिकों शीतलानल प्रभु, हीम कीयो बनदाहु. ३०
चंद्रहासकु उलट सुलट भयो, मदन सुलट बिपरीता;
बालि सुग्रिवबंधु सो शत्रु, इंद्र मरुतगन मिता. ३१
बेद बिरुद्ध कृति पांडबकी प्रभु उचित गीनी सब भांती;
दानेश्वरी बड करनसु गिरिधर गिन्यो बहिरमुख पांती. ३२
कोटी कल्प लग देह दमे, योगी तहु म्हेंघी मुक्ति;
सो तुम सहज असुरकु दीनी, हरि अरिता जीन मुक्ति. ३३

અપરાધ થયો ત્યારે તે પ્રભુની ઇચ્છા, એમ કહ્યું; તે ભક્તોના અપરાધીને શિક્ષા ન કરી; અને અંબરિષના અપરાધી દુર્વાસાને શરણે પણ ન રાખ્યા! (૨૮) बासब बैभों=ઇન્દ્રનો વૈભવ. (૨૯) बुध=બુદ્ધાવતાર. नर=પુરુષ. श्रुतिद्वारा યજ્ઞાદિનું પ્રતિપાદન કર્યું, અને તે છતાં બુદ્ધસ્વરૂપે તેની નિંદા પણ કરી. વળી કહ્યું છે કે, તરવાનું મારા હાથમાં છે, માણસ પોતાની મેળે તરી જતો નથી; છતાં પોતાની મેળે ન તરાય એમ કહ્યું. आत्मनिकंदी પાઠ પ્રમાણે:-આત્માનું નિકંદન કરનાર ન તરે. (૩૦) ભીમાદિકને વિષ પથ્ય તુલ્ય થયું, અને રાહુને અમૃત વિષ તુલ્ય થયું! સુધન્વા વગેરેને અગ્નિ શીતલ થયો અને વનને હિમ અગ્નિજેવો કર્યો! शीतलानल (शीतल+अनल)=ઠંડો અગ્નિ. (૩૧) ચંદ્રહાસને ઉલટ તે સુલટ થયું (વિષ-ઝેર તે વિષયા-રાજકુમારી થઈ), અને મદન પ્રધાનને સુલટ તે ઉલટ થયું (માર્યો ગયો)! અને વાલી અને સુગ્રીવ ભાઈ તે શત્રુ થયા, અને ઇંદ્રને મરુતગણ દુશ્મન તે મિત્ર થઇને રહ્યા! मिता=મિત્રો. (૩૨) પાંડવોની કૃતિ વેદ-વિરુદ્ધ તે સર્વ રીતે ઉચિત ગણી; અને મોટા દાનેશ્વરી કર્ણ તેને બહિર્મુખની પંક્તિમાં ગણ્યો! भांती=પ્રકાર. पांती=પંક્તિ. (૩૩) म्हेंघी=મોંઘી. अरिता=શત્રુવટ.

छलवे मिष केदारकन्यका, धर्मे अधर्मे कीनो;
दोषकोष कली तीनमें हरी तुम, बड सद्गुन धरी दीनो. ३४
सेवा करत असुरयोनि जयविजय अचल कों दीनी;
निज वल्लभ व्रजदु:खद इंद्रकृति सेवा मानी लीनी. ३५
हिरण्यकश्यपु क्योंहु मरे नहीं सो नरहरि व्हें मार्यो;
कोटी विघन वेष्टित प्रल्हादसु अच्युत आप उगार्यो. ३६
अंतके अंतक शंकरको क्यहुं वृक तें भय उपजायो;
कवल कालकों मुख अजामेल मृत्यु पर्यो बचायो. ३७
आतुर व्हें अति याचे अच्छरा, तहु अज मोह न पाये;
हरि तिनकुं अज्ञान कीये, अस पुत्री पीछें धाये. ३८
ज्ञानी मति मुनि कविकों केसो, तुम कीने अज्ञानी;
मुग्ध जाति जुवती जन विद्या, बली प्रभु कीनी ज्ञानी. ३९
सनकादिक महाशांत ज्ञानीकों, कृष्ण क्रोध उपजायो;
असुर सुभाविक क्रोधी बलीनृप शांत कीयो श्रुति गायो. ४०
द्विविद दुष्ट महाप्रधान सुग्रीव भयो सुभागवत गायो;
दोष कोष कदरज अति ज्ञानी, सहज श्रीमुख ठहरायो. ४१

( ૩૪ ) કેદાર કન્યા ( વૃંદા ) ને છળવાના મિષથી ધર્મ ( પાતિવ્રત ) ને અધર્મ ઠરાવ્યો; અને દોષના ભંડાર કલિયુગમાં મોટો સદ્ગુણ મૂકી દીધો. (૩૫) પોતાના જ સેવકો જયવિજયને સેવા કરતાં અસુરયોનિ આપી; અને પોતાના પ્રિય વ્રજજનને પીડા કરવાના ઇંદ્રના કામને સેવા માની લીધી ! ( ૩૭ ) કાળના કાળ એવા શંકરને વૃકાસુરથી ભય ઉપજાવ્યો; અને કાળના કોળીઆ જેવા અજામિલને મોતમાંથી બચાવ્યો ! कवल=કોળીઓ. ( ૩૮ ) આતુર થઇને પાછળ પડેલી અપ્સરાથી બ્રહ્મા મોહ ન પામ્યા. તેનામાં હરિએ એટલું બધું અજ્ઞાન મૂકી દીધું કે, તે પોતાની પુત્રીની પાછળ પડ્યા ! अज=બ્રહ્મા. ( ૩૯ ) જ્ઞાની એવા જે મુનિ કવિ શુક્રાચાર્ય તેને અજ્ઞાની બનાવ્યા, અને મુગ્ધ જાતિ જે સ્ત્રી તેમને જ્ઞાની બનાવી ! कवि=શુક્રાચાર્ય. मुग्ध=મૂર્ખ. जुवती=ગોપીઓ અને ઋષિ પત્નીઓ. ( ૪૦ ) सुभाविक=સ્વાભાવિક. ( ૪૧ ) દુષ્ટ જે દ્વિવિદ વાનર તેને સુગ્રીવનો મહાપ્રધાન બનાવ્યો, અને મહાજ્ઞાની

भायगशून्य सुदामा श्रीपति, सुरपति बैभों दीनो;
बिदुर कठिन मिश कौरवकों हरि, शून्य भाग्य तुम कीनो. ४२
पापपूंज पुंश्चली पिंगला, प्रभु पति निश्चे आयो;
पर्म पुनित मुचकुंद लखे तहु, पुरन प्रतीति न पायो. ४३
माधोदास मति शुचि करी हरि, महा बिषय रस भीनी;
राणा ब्यास करी इंद्रीजित, कृपा पतित पर कीनी. ४४
पुरी जीय सब सह राम पधारे, प्रमानपें पग दीने;
निजसें कृष्ण पठाये उद्धव, तब कीसकुं संग न लीने. ४५
दोष एक को सब यादोंकुल, द्विज [ ने ] शाप लगायों;
बृष्णी कछुक बचायहुं लीनो, शाप न लगवें पायो. ४६
लोह उगायो, कनक जरायो, गिरि तारे ज्यों तरनि;
धर्म अधर्म अधर्म धर्म, तुम करो अकरनी करनी. ४७
अनंत कोटी ब्रह्मांडकी दोरी, प्रभु तिहारे करमांही;
त्यों सब नाचे नचायो ज्या बिधि, स्वतंत्र कोहु नाहीं. ४८
सब तुम सबमें अलग सबनतें, सब दूर सबके स्वामी;
सबभर सबहर सबके दाता, भुक्ता अंतरयामी. ४९
कृष्ण तुमारे करनों हें सो, रोकी शके नहीं कोइ;
नहीं मरजी सो हरब्रह्मासों, कबु क्योंहु नहीं होइ. ५०
सब कछु करता आप अकल गति, कछु हु करत तुम नाहीं;
ए दोहुतें अग्र अलग प्रभु, रूप तिहारो आही. ५१
निज इच्छा अनुचारी स्वतंत्री, आतमाराम अनूपा;
साधन साध्य न बश न बेदके, अजित अखिल के भूपा. ५२

ઋષિ જે કદરજ તેને દોષનો ભંડાર ઠરાવ્યો ! ( ૪૨ ) ભાગ્યહીન સુદામાને ઇંદ્રનો વૈભવ આપ્યો, અને કૌરવને લીધે બિચારા વિદુરને દુર્ભાગી રાખ્યો ! ( ૪૩ ) पर्म=પરમ. पाठ धर्म. ( ૫૦ ) पाठ=कछु.

कर्म काल ग्रह मन स्वभाव जिय सुखदुःखकर नहीं कोइ;
सबके प्रेरक पुरुषोत्तम सब कीयों आपको होइ. ५३
अशरनशरन अनाथनाथ हरि, आरतबंधु सांचे;
पावनपतित भक्ताधिन भगवन, एहि श्रुति बांचे. ५४
निस्साधनीको नाहीं धीघावनों, साधनि गर्व न करनों;
दीन होय रहेनों दोहुको भल हे, मधुसूदन कर तरनों. ५५
ऐसे सब बिधि समरथ ईश्वर, श्रीमुख गिरा अलापी;
अहित क्योंहु मेरे भक्तनकों, होय न करुं कदापी. ५६
अति अपराधी होय तहुं जो, अनन्य व्हें मोही ध्यावे;
धेनुबच्छ ल्यों मोहे भक्त प्रिय, अवगुन क्योंहु न आवे. ५७
भक्त प्रानतें प्यारे श्रीहरी, मानो आप अधीको;
तहु मन गर्व न धरनो जनको, सत्य दीनसों नीको. ५८
ओर दोषकों रोष न आपे, रूचे न कबु अभिमाना;
गोपीजनसें प्यारे तीनसोंकुं, भये अंतरध्याना. ५९
व्होंरी दीनता साची केवल, आई मीले तब आई;
टरीवें मीलवेका दुहु वस्तु, दीनी कृष्ण बताई. ६०
जेसे हों तेंसे तुम मम प्रभु, कृष्ण करुं प्रनामा;
जेसों हुं तेंसो मोही पालों, महाप्रभु सुंदर श्यामा. ६१
दया प्रीतमकी "अकल चरित्र चँद्रिका" जो कोइ गावे;
तिनके सब संधे मिटि जावे, श्री हरी पदवी पावे. ६२

---

(५४) आरत बंधु=દીનનો બંધુ. सांचे=સત્ય. (૫૫) धीघावनो=ગભરામણ. साधनि=સાધનવાળો. (૫૮) नीको=પ્યારો, સુંદર. (૬૦) व्होंरी=ઘણી. टरीवें (टरना-हटना) હઠવાની, વિમુખ થવાની. પરમેશ્વરથી વિમુખ થવાની અને મળવાની બે વસ્તુઓ છે-૧અભિમાન, ૨ દીનતા.

॥ श्री गोपीजन वल्लभाय नमः ॥

# रसिक रंजन

## प्रकरण १, अथ अनन्यता

### कबित्त

बंदत श्रीगुरु पाय, चाहे फल सोही पाय,
बिनाही किये उपाय, पाप ताप भाजें है;
जाकी बिन करुणा श्रीहरीहू प्रसन्न नांहीं,
साखी देनवारे शास्त्र अब लौं* बिराजे है;
हरि रुठे गुरु राखे, गुरु रुठे हरिहू ना,
गुरुकृपा अंश आगे, कोटी यत्न लाजें है;
एसे श्रीबल्लभ गुरु, तिनकुं प्रणाम कोटी,
करे दयोदास जाके शिश सदा गाजें है. १

श्रीकृष्ण पुरण ब्रह्म, ब्रह्मा जाने नहीं मर्म,
नेति नेति निगम सदा सुनेहे पुकारतें;
अनंत गुण ग्यानी, शिश शंकर पदपानी,
सेवे बानी श्रीरानी, रहे देव प्रान वारते;
पुरुषोत्तम अवतारी, त्रिगुनाक्षर परें जाकी,
सदा काल फिरे भीती, माया काल धारतें;
दया प्रभु एसे पाय, औरकुं भजे बलाय,
फुटे करम जहां तहां डोले झख मारते. २

( १ ) भाजें=તોડી નાંખ્યા, ભાંગી નાંખ્યા. *પા. सबलौं=સબળ, બળવાળા, अब लौं=હજી સુધી.

**मत्तगयंद**

शेष महेश विधि श्रुति शारद, देव मुनि सबकों सिरदारो;
अक्षरतें पर काल अजापति, विश्वकुं नाच नचावनवारो.
आप करेहु भरेहु हरे फिर, आप अखिल रहे फिर न्यारो;
कहत दयो ब्रज* एही सदा सुही, ठाकुर नंदकुमार हमारो. ३

**कबित्त**

देशपतिकों आनंद, तासों शत गुनानंद,
चक्रवर्तीकों ऐसो शास्त्रमें बखान्यो है;
तातें शतगुनो स्वर्ग, महो, जन, तपो, सत्य,
क्रमतें शत गुनो सुख, शिवजीको जान्यो है;
तातें शतगुनो मोक्ष, ब्रह्मानंद गनना है,
मायातें पर हे तोहू, और माया सान्यो है;
दयानाथ पूर्णानंद कृष्ण ही हो गति मेरी,
मन्न रसीकन्नको अपूरन नां मान्यो है. ४
जाको कोई नाथ नहीं, जो कोई के हाथ नहीं,
जाको कोई साथ नहीं, स्वेच्छा अनुचारी है;
जाकुं कोई आस नहीं, हिये कोई त्रास नहीं,
विस्मय आभास नहीं, आत्मसों बिहारी है;
जो कोईतें भयो नहीं,† अंत कोई लह्यो नहीं,
ऐसो ही हे कह्यो नहीं, गो गो गतिहारी है;
दीयो जाको नहीं गयो, क्योंहु भजि नहीं बह्यो,
सोही कृष्ण कहे दयो, जीवनी हमारी है. ५

*પાઠ–वृत. (४) सान्यो=युक्त. †પાઠ–जाकु कोई भय नहीं. (५) गो गो=મન અને વાણી.

कंदर्पको कमनीयता, आरोग्य मिष्ट अमृतको,
भानूकों प्रभा देई, आनंद हिम चंदकों;
देई हैं अचलता सुमेरु, सिंधु गंभीरता,
वज्रकुं कठोरता, मृदुता अरविंदकों;
ईश ईशता, गणेश धी, सरस्वती सुवानि,
मायाकुं छलता, और धन पुलस्त्यनंदकों;
इत्यादि सबमें कछु गुणसो हरि दीयो,
दया तातें तुं चिंतामणि याच श्रीमुकुंदकों. ६

छपै

श्री शंकरषन, शंकर, शिवा, गनेश, बिधाता,
नारद, शारद, श्रुतिसांग, चतुस्सन, मुनि शुक ख्याता;
इंद्र, चंद्र, सुर, वरुन, अग्नि, यम, अनिल, धनद, सुर,
क्षिति, सरि, क्षिर सागर, गिरि, योगी, मनूष, अहि, असुर;
चर अचर अखिल ब्रह्मांडकु, जाही पुरुषकी तृष्ण हे,
सोहि हेतु अखिल औतार कहे, दयानाथ श्रीकृष्ण हे. ७

मत्तगयंद

जो अति दुष्ट कृति करहे तहु, भाव अनन्य भजे गिरिधारी,
तो बहु सुंदर साधुहि मानित, पारथसों कहि कुंजबिहारी;
आश पुनीत बनी सुबसे जहीं, भक्त बसे मम आनंदकारी,
जाय प्रतिज्ञ निःशंक करी, जग भक्त न मों कबु नाशाधिकारी. ८

( ६ ) कमनीयता=सौंदर्य. तातें=તે કારણે. ( ૭ ) चतुस्सन=સનકાદિક ચાર બ્રહ્મકુમારો ( ૮ ) મારી પ્રતિજ્ઞા જાય, પણ મારો ભક્ત કદિ નાશનો અધિકારી થતો નથી. “ कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ”–भ. गी.

### छपैं

भजन अन्य औतार करत भव पंच उदय फल,
हयग्रीव रति होय, जन्म दश भजत ताही भल;
नृसिंह भक्ति लहे, सहस्र भव ताही चरन मति,
तव प्रिय नारायण, भव कोटि भजत प्रिय रघुपति;
श्रीरामचंद्र सेवे जनम अनंत तजी ममतादि मद,
तब दयानाथ श्रीकृष्णसों प्रकटि प्रेम फिर परम पद. ९

---

## प्रकरण २, अथ भगवदाश्रय

### कबित्त

पतितके पावन हो, अधम उद्धारन हो,
हरि बिठ्ठल बर्द हेतु, नर्क केसें जाऊंगो ?
सूधो कबु होत तो, काहेकुं में सरनो लेतो ?
अब चाहो साधन नाथ, कहो कहां तें लाउंगो ?
घरको गुलाम कर्यो, तोहू रहे कर्मभोग ?
परमानन्द स्वामिद्वार, दास दुःख पाऊंगो ?
रंक जानीं दयाकु डुबाओगे जो दयानाथ,
अकेलो नहीं डूबुं, केते बर्दकु डुबाऊंगो. १
कबु महा दुःख क्लेश हानी महा पाप ताप,
भय आफत घोर होत, जोर भयो कामको;
भक्तादिक द्रोह कोप, शेषशंकरादि जगत,
शक्य वा अशक्य और आशगो न कामको;
उभे लोक कामना, अपूरन उद्वेग चूक,
अति अनुचित कृति, सोस दाम वामको;

तोहु दयाराम ओर त्यागकें उपाय सब,
सरनो तुं गहे एक हरि हरि नामको. २
चिंता कोई बातकी न करनी कहे श्रीबल्लभ,
आसरो अनन्य सहज प्राप्त पुष्ट फल है;
महाप्रभु कृपा पात्र, श्रीजी प्रानप्रिय माने,
करि ले अयोग्य योग्य, जद्यपि समल हैं;
ताहिको पक्षपात, अक्षम अपराध क्षमा,
निस्साधन निजानंद, द्वे प्रमेय बल हैं;
श्रीमद् आचार्यजूको, दया तुं तो होय रहे,
अनायास अभेदाता, ये प्रभु अनल है. ३
रे मन ! पस्तात काहें, कियो तेरो होत कहा ?
तुं करता वेसो, जेसो शकट खेंचे श्वान हे;
दारुदार यंत्र तोता कपि बाल पराधीन,
त्यौंही सब जगत हरि हाथ श्रुति गान है;
जाकुं जब जेसो करे, सो ता क्षणु तेसो होय,
मति कृष्ण पानी, ज्ञानी ना कों ना अज्ञान है;
कछू कह्यो जात नहीं, चाहे सोही करे दया,
तुं रहे निश्चिंत शिश समर्थ भगवान है. ४
केवल भगवंतके भरोंसेको बल देखो,
आहार पावे अजगर ना जाने प्रयासमें;
तेसेही देखो चातक स्वातिको सलिल पीवे,
ओर पानी परसे नां, प्यासो बार मासमें;

( ૩ ) समल=મળવાળો; મલિન; પાપી. ( ૪ ) दारुदार=લાકડાની પૂતળી. यंत्र=જંતર; વીણાઆદિ વાદ્ય. तोता=પોપટ. ( पानी=सं. पाणि ) હાથ.

अल्प लाभ अति हानि, बीना जल जात एक,
हरिकी प्रतीति ओर आसरो न वासमें;
श्रीगुरु ध्यानें दयाराम कहत प्राप्त होय,
नहीं को साधन, जेसो बल द्रढ विश्वासमें. ५

## छपैं

क्यौंहु न चलि जलजात बदनके पौंन गगनबिन,
बुजै न दावानल कबू जलकलशसों घनबिन;
टुटि न कोटिकी टुटी कोंरितैं चिंतामन बिन,
द्योस क्योंहु नहि होय दीपादिकसौं दिनमनि बिन;
बिच सिंधु झाझ खग ऊडि थके क्यौंहु कहुं न लही पार थल,
तजी दया ओर सब राखि इक चरन सरन गिरिधरन बल. ६

## कुंडलियो

पूरन करुणा कृष्ण जहां, साधन काम न कोइ,
कृष्ण कृपा जो नांहि तों, साधनतें कहा होइ ?
साधनतें कहा होइ, कहत साधन उठि जावे,
वास धर्मसो कियो जाय, फल बुद्धि न ल्यावे;
कहे दयो हरि सरन विना सब बल करि चूरन,
शुद्ध दीनता तुष्ट, कृष्ण करुणा करी पूरन. ७

## कबित्त

मातपिता भ्रात सखा स्वामी सतसंग गुरु,
विद्या गुन रूप शील, आप मेरो धन हो;

(૬) બદન એટલે મ્હોડાના પૌંન (પવન)થી–ફુંકથી જળ ઉપર ચઢતું નથી પણ ગગનના પવનથી તે ચઢે છે અને મેઘરૂપે ચાલે છે. પા૦ जलजान=जलयान=વહાણ; વહાણ મોઢાની ફુંકથી નહીં, પણ પવનના ઝપાટાથી ચાલે છે. द्योस=દિવસ. मनिदिन=સૂર્ય

संध्या गायत्र्यादि कर्म, धर्म जप तप व्रत,
तीर्थ नेम ज्ञान भक्त्यादि, तुम साधन हो;
वल्लभ बल फल अनंत, आशा हू तुमारी हे,
आसरो बिबेक धैर्य, आपही शरण हो;
मन कर्म वानी सह, सत्य बात कहे दयो,
मेरे सर्वस्व एक, राधिकारमण्ण हो. ८

## कुंडलियो

मेरो कर जो हरि ग्रह्यो, तो नहीं चिंता मोहि,
जो न ग्रह्यो, तहु व्हे चुकी, फिकर किये कया होहि ?
फिकर किये का होइ, श्वानको सागर तरिबो,
श्रम कछु करेसु व्यर्थ, पलक पाछे हू मरिबो;
कहे दयो हरि दास, शरण मय लीनो तेरो,
मन भावे तो मार, चाहे तो गहे कर मेरो. ९

## कबित्त

मेरे बल ज्ञानको नां, ध्यानको ना, दानको नां,
धर्मको नां, नेमको नां, करनी हू भल है;
नां बल स्वाध्याय योग, तप नां बैराग्य तीर्थ,
योग भक्ति नां बिबेक, नां हृदे अमल है;
सत्य शौच दया तोष, सेवा समरन सुसंग,
आदि कोइ साधन नां, बास हू सुथल है;
कृष्ण कृपानिधे और, दयाको न किंचित् बल,
रावरी कृपा कटाक्ष, एही एक बल है. १०
पतितके पावन हो, अधम उद्धारन हो,
बिठ्ठल कहे श्रुतिशास्त्र रंच हू न सांसो है;

(१०) अमल=મલ–પાપ વગરનું. रावरी=આપ મહારાજની.

निस्साधन जनोद्धार, हरि बिभू दीनबंधू,
कृपासिंधू रंकबेली, एही बल खासो है;
अगतिकी गति कर्ता, आरतका बंधू भर्ता,
शरणागत त्राता दाता, और जोर फांसो है;
पुष्टिपथनाथ दयाकु न और साधन है,
एसे एसे बर्द भरे नामको भरोंसो है. ११

## प्रकरण ३, अथ दीनता

### कबित्त

बन्यो जैसो तुम बनायो, मति देई वेसी पायो,
फेर नचुं हुं नचायो, मेरो केसो जोर है;
बंध कर्मको ठरायो, में प्रथम कहां तें लायो,
बीज आप बोयो, सो में उपज्यो अंकुर है;
न्याय बिचारो तो प्रभू जीव पराधीन,
शब्द जंत्री ज्यों बजावे, जंत्र करे तेसो सोर हे;
एसेपें पतीत दयो, ठयों तहू भली बात,
पावनपतित गायें, नंदके किशोर है. १
साधन तो बने नांहीं, मन मेरो फलमांहीं,
आदर नां क्यों कोई दैव एसो जोयकें;
बने हुं प्रमादी फिर सुखके तो स्वादी अति,
दुष्ट कर्म किये जाऊं, धर्म बेठो खोयके;
शरणागत बत्सलादि बर्द तिहारे सुनें मेंने,
ताहिको भरोसो राखी रह्यो सदा सोयके;
चाहो तो निराश रखो, चाहो तूठो दया प्रभू,
में तो नाथ बेठो तुमपें, हाथपाऊं धोयके. २

माया मोहमें मच्योंहु, दुष्ट संगमें सच्योंहुं,
सदा पापमें पच्योहुं, फेर पापरुप सारोहुं;
कामदामको हुं ध्यानी, दुष्ट बडो अभिमानी;
बुरी बिखसोंतो बानी, साधु पीर देनेवारो हुं;
साधन न जानुं कोई, धर्म नां पीछानु बिप्र,
संत हुं ना मानुं, भक्तिभाव तें तो न्यारो हुं;
अहो कृपासिंधु क्षमा बखसो के दंड देहुं,
कहत दयो दास जेसो तेसो में तुमारो हुं. ३
माया को गुलाम, काम क्रोध लोभ मोह डूबो,
मदमत्सर भर्यो जीव स्वाभाविक दुष्ट है;
रेन दिवस दुष्ट संग, मति बानी क्रिया दुष्ट,
भाग्यहीन पाप पीन, सतत पच्यो कष्ट है;
अनुरूप अल्पशक्ति, अकेलो सहाय कौन ?
अरिसी अबिद्या उदर आगी याम अष्ट है;
एसी दिछावारो दयो, तुह्मे का रीझावे नाथ ?
निज बलसों तारो तो उपाय कृपाद्रष्ट है. ४
श्री पुरुषोत्तम पूर्ण, साधन के साध्य नाहीं,
भेट देखि रीझे कछु धाम होय छीनता;
गरुडसो आसन है, भूषन कौस्तुभ जेसो,
कमलासो कलत्र, बागी दाखे अधीनता;
कोटिन ब्रह्मांड ईश, शेष शंभु नांवे शिष,
वेद नेति नेति गावे, जातें सब हीनता;
दोष कोष हरे तोष, प्रसन्न 'करे श्रीजीकों,
दयाराम कहत वेसी, देखी एक दीनता. ५

( ४ ) दीछा=દીક્ષા, આચરણ. ( ५ ) बागी=વાણી; સરસ્વતી જેને આધીન છે.

गइ सो तो गइ वही, रही रख्ख ग्रही ल्ही,
कृष्ण कृष्ण कही कही, वही सही होयगी;
भइ चूक भइ वही, करे बूरी कही फेर,
नइ चही चही तो खराबी जहान जोयगी;
आयो काल अहि देख, लेगो गही सही वांहां,
बेली कोइ नहीं है अचेत देह सोयगी;
दया मान काहीकु ले, जाही चही चही जाकुं,
माया सब दइ जाया काया हु न छोयगी. ६

## प्रकरण ४, अथ कृपा

### कबित्त

प्यासो जानी जल प्यायो, चुटकी देइ चितायो,
मारग खुलवायो, नाथ जान्यो लाज जात है;
जानी बूझी तेरो अपराध ओर शिश डार्यो,
शृंखलान खुलन दीनी, ज्यौं लौं तेरी गात है;
लूटत छुडायो, निशा खातर बचायो प्रभू,
नदी बूरत उबारो, एसी बहु तेरी बात है;
अक्षम दोषकोष भूली, तापें आनंद देत,
दया कृष्णकृपा प्रकट ओर केसी च्हात है. १

(૬) ગઈ પળ તો જતી રહી, રહી છે તેને પકડી રાખ; 'કૃષ્ણ, કૃષ્ણ' જે કહેશે તે જ સહી થશે, કામ લાગશે; ચૂક થઈ તે થઈ, પણ તેને ફરીથી કહીને ખરાબી કરે છે. તેનાપર પ્રેમ કરવો નહિ અને કરશે તો એથી તારી ખરાબી જ જગત્ જોશે. કાળરૂપી સર્પ આવી લાગ્યો છે તે પકડીને ત્યાં લઈ જશે ઇત્યાદિ. માન=અભિમાન. छोयगी=અડકશે; સ્પર્શ કરશે. (૧) આ કવિતમાં સુભદ્રાહરણનો પ્રસંગ છે. અર્જુનને તરસ લાગી તે અર્ધી રાત્રે કૃષ્ણે સુભદ્રાનું રૂપ લઇને પાણી પાયું હતું, અને અર્જુન સુભદ્રાને હરિ ગયો તે અપરાધ બળદેવજીને માથે ઢોળ્યો હતો. બીજાં પણ એવાં જ દૃષ્ટાંત છે. चुटकी देई=ચીમટી દઈ.

गंगाबिच मुनि पराशर भोगी ढीमरजा,
ब्यासजीके पिता कहाये श्रेष्ठ हरिजनमें;
भक्तादि बिप्र गुरु कुलद्रोह बन्यो पांडवतें,
कछुहू न लग्यो पाप श्रीहरि सदनमें;
गुरुपत्नीगामी चंद्र, कश्यप द्वै पौत्री व्याहे,
बंश हरि पुत्र भाखे बेदके बचनमें;
अपनेपें अनुचित जानिकें करावे कृष्ण,
हेतू दया कृपा देखी, मान नावे मनमें. २

**मत्तगयंद**

भक्त अहित करे न कदा, प्रभु हैं जगमिंत, नहीं जन केसे ?
है प्रतिबंध तहु सद्य श्रीहरि नाश करे हरि के हरिजेसे;
हारद गूढ गोपालजुको समज्यो न परे जीयसों हुइ तेसे,
दास कलेश सहे न दयानिधि, त्यौं अनुमान दया करि एसे. ३
दोष भये गुनरूप बकी, तस ईंद्र अनीति मानी हरि सेवा,
त्यौंहि नारायन ऊर बसी, दइ दोप गिने गुन हे हरि सेवा;
पारधि पाप गिने तुम साधन, स्वर्ग सदेह दियो ततखेवा,
दुष्टदयाल दया प्रभू एक न को उपमाकुं दुजो हरि देवा.* ४

**कबित्त**

शिव ब्रह्मा नारद दुर्वासा कश्यप अग्नि,
शंकर आचार्य शुक्र किये पापकोषहैं†;
पार्थ गुरु परशुराम ध्रुव पराशरादिक,
सनकादि संत आपे बिना दोष रोष है;

( २ ) કશ્યપ પોતાની બે પૌત્રીઓ સાથે પરણ્યા હતા. ( જુઓ શ્રીમદ્‌ભાગવત ૬-૬-૩૩ ) ( ૩ ) जगमिंत=જગતના મિત્ર. ( ૪ ) बकी=પૂતના રાક્ષસી.
* पाठ–न को उपमा दुजी वो हरिसेवा. ( ५ ) † पा०–पापको सहे.

माधोदास राना व्यास सुग्रीव बिभीषनादि,
चित्रकेतू सांब दुभे, अक्रूर त्यौं दोष हे;
इत्यादिक बडे दयानाथ कृष्ण कृपापात्र,
पाप बने तोहू रंच ना लहौं निर्दोष है. ५

कुंडलियो

अंगीकृत अपराधी तहु, नहिं छोडे अविनाश,
क्षमा किधों कछु दंड दे, निज लहि तहु का त्रास ?
निज लहि तहु का त्रास, करे कबु त्याग तु नाहीं,
अब लौं दिख्यो सुन्योहु, न कृष्ण तज्यो गहि बांही;
कहे दयो हरिदास, जीव चूक्यो हैं नहीं कत ?
जीय चुके यही धर्म, तजे हरि नहिं अंगीकृत. ६
अपनेपें अनुचित कृति, कृष्ण करावत जानि,
दोष न देखे ओरके, बढे दैन्य मदहानि;
बढे दैन्य मदहानि, क्षमा निज अमल जनावन,
कृपा पात्र गहि सदा सफल ब्रद पतितपावन;
कहत दयो हरिदास, विधि प्रेरक बिभु जपनो,
कबु क्यौंहु न करि अहित, जाहि प्रभु कीनो अपनो. ७
सुग्रीव बिभीषन कुंतीसुत ध्रुव अक्रूर सनकादि,
विधि पराशर चित्रकेतु भीष्म गुरु ब्रह्मवादि;
भीष्म गुरु ब्रह्मवादि परीक्षित नारद कश्यप,
जगन्नाथ पंडित रुदास माधव अंबरीष नृप;
कहत दयो हरिदास हृदय बसि सदा करे शिव,
बिमुख व्याध अपराध न सनमुख जसादि सुग्रीव. ८

---

(૮) रुदास=રોહીદાસ. વિમુખ એવા પારધિના અપરાધના સામે ભગવાન્ ન જોતાં સુગ્રીવ પોતે યશાદિકને જુએ છે.

## प्रकरण ५, अतःपर ईश्वरता

### कबित्त

उदधि अवास करे, ये न जहां अंभ भरे,
तृणको कुलीश, वज्र तृणको बनाय दे;
रजको बनावे शैल, गिरी चाहे रेनू करे,
बन्हिमें दिखावे शीत, हीम आग लाय दे;
करतुं अकर्तुं है, समर्थ अन्यथा कर्तुं,
अनहोनी होनी, होनी होय सो वहाय दे;
ऐसें हैं श्रीकृष्ण दया, आसरो अखंड राख,
नित्य नमस्कार दीन चित्त युग्म पाय दे. १
बेरी सोहू मित्र होत, माहूर अम्रीत होत,
अनीति सो नीति होत, सुल्टी बिगारेकी;
कायरकी जीत होत, बिप्रीत सुप्रीत होत,
दाहक सो शीत होत, श्वेत कृति कारेकी;
किंकर सो भूप होत, मुग्ध बुधरूप होत,
तुच्छ सो अनूप होत, बडी गति बारेकी;
पाहन सो बने पोत, फूटे द्रग होत ज्योत,
दयाराम जबें होत कृपा कृष्ण प्यारेकी. २

### मत्तगयंद

मल्ल पवी, नरनाथ लखे नर, स्त्री स्मर बल्लव बल्लभ माने,
भूपन शिक्षद, मातपिता शिशु, कंसन काल प्रतच्छ प्रमाने;

(૧) સમુદ્ર હોય ત્યાં સ્થાન કરે, અને સ્થાન હોય ત્યાં પાણી કરે. (૨) माहुर=ઝેર. बारेकी=બાળકૃષ્ણની. पोत=વહાણ, દડીઓ. (૩) મલ્લોએ વજ્ર જેવા દીઠા વગેરે. ભાગવત અ. ૪૪. प्रतच्छ=પ્રત્યક્ષ. सुरूप=સ્વરૂપ, શ્રીકૃષ્ણ કંસના મલ્લ

बिद्वन बिश्वसुरूप दया प्रभु, योगिन तत्व परं पहिचाने,
यादवने कुलदैवत साग्रज, रंग दिखे हरि भाव समाने. ३

**कवित्त**

कही कृष्ण गीतामें गति सबकी मेरे हाथ,
फेर कही तरे ना सो आत्मघाती पाजी है;
पशूहिंसा दोष नाहीं, यज्ञमें बतायो बेद,
यज्ञविधि निंदी वहोरी, आप गिरा गाजी है;
आप ही अवश्य कर्म करने सबकों भाखें,
पूनि सबी त्याग कथ्यो, शर्नजीत बाजी है;
दयानाथ आप तो स्वतंत्र सदा ईश्वर हो,
पें हम का जाने चित्त, कौन भांति राजी है ? ४

**मत्त गयंद**

जीत लिये छिनमें हरकों हरि, म्लेच्छसुं भाजि गये हु सही है,
बंधन उरग पास आये प्रभु, नाथि लियो बलि काली अही है;
अच्युत उरधरेत कहे श्रुति, गोपीपति सोहु जूठ नहीं है,
नाथ दया अकलीत विभू, हम एक हु बात न जात कही है. ५
तंदुल ले सुरभूप कीयो दुज, ले सबकें बलि बांधी लियो है,
आप मिले मुचकंद तहु भव, रा मुनि पुंश्वलि मोक्ष दियो है;
वासि पुरी निज पाय सुधा, अरु तात दिवि प्रभु देस जियो है,
नाथ दया नहि पूछत कौन तु, कौन बिधि यह न्याय कीयो है ? ६

અખાડામાં ગયા ત્યારે લોકોએ ભિન્ન ભિન્ન સ્વરૂપમાં તેને કેવા જોયા તેનું આમાં વર્ણન છે. ( ૫ ) म्लेच्छ=કાલયવન. રામાવતારમાં સર્પાસ્ત્રથી બંધાયા પણ ખરા. उरधरेत=ઉર્ધ્વરેત. ( ૬ ) दुज=દ્વિજ, બ્રાહ્મણ, અત્રે સુદામો. रा=રામ શબ્દનો પ્રથમ અક્ષર रा નો ઉચ્ચાર કરતાં જ ગુણકાનો મોક્ષ થયો.

### कवित्त

अहो हेमकश्यप प्रल्हाद पुत्र उग्र कंस,
काजल को हेतू दीप, मनी फनी जात है;
अजामिल पुत्रभाव नाम लेत धाम पायो,
प्रेमे राम कहत मरे पिता दिवि ख्यात है;
दया धर्म पाळ्यो दोषरूप भयो भरत भूप,
बिष दीनो बकी कृष्ण दीनी गति मात है;
निज पांडव दुखी, सुखी कौरव सो जग जाने,
दया नाथ तिहारी गति लखी नाहीं जात है. ७
देखिकें नृसिंह रूप पद्मा भयभीत भये,
जलक्रीडा रामकुं अकथ लीला दाखी है;
मोहिनीको रूप धरि शंभूकों बिकल कीने,
सती भूले रामजुकी, जन लीला झांखी है;
बिघ्नराज बेधा रवि चंद्र इंद्र ग्रहादिक,
रावन आधीन भये दीन बानी भांखी है;
दयानाथ कृष्णचंद्र नाचवें त्यौं नाचे सब,
दास होय बचे काहू, प्रभूता न राखि है. ८

### मत्तगयंद

साप सुनें द्रगतें उरतें गति, घ्राण ग्रहे करी ओर न कोइ,
पुंछ पीए जल, पांउ भखे, गुलमैहरी अजब्ब अलिक न सोइ;

(૭) दिवि=સ્વર્ગ. (૮) बेधा=બ્રહ્મા. (૯) સાપ નેત્રવડે સાંભળે છે, તેને સાંભળવાના જૂદા કાન નથી; પેટવડે ચાલે છે, તેને ચાલવાને પગ નથી; करी=હાથી. હાથી નાક (સુંઢ) વડે પકડે છે, તેને જૂદો હાથ નથી. આવું કોઈ બીજું પ્રાણી નથી. द्रग=દૃષ્ટિ, આંખ. ગુલમૈહરી નામનું એક પક્ષી છે તે પુંછડેથી જલ પીએ છે અને તેના પગમાં મોંઢું રાખ્યું છે તે વડે તે ખાય છે, અર્થાત્ પગે ચાલે પણ ખરૂં અને ચરે પણ ખરૂં; એવું કોઈ બીજું અજબ પક્ષી નથી. अलिक=જૂઠું.

अश्रुहितें उतपत्ति मयूरकी, बीछ्यु डसे पुछसों जग जोइ,
नाथ दया सघरी बिधि समृथ, कृष्ण करे तब का नहिं होइ? ९

कबित्त

को समे प्रमान गीति, को समे प्रमेय कबू बेद,
बिर्द बिचारी करे, सहाय दुष्ट जंतकी;
बालसों सुभाव कदा, बुध गाय गंक बक्र,
मृदु महा बिना कहे, टारे चिंता अंतकी;*
हस्तिपें चढाय कबू, कूकरपें कटवावे,
पापीकुं पूजावे कबु लज्जा खोवे संतकी;
आस राख, आसंगो न राख कबू दयाराम,
अटपटी अगाध अति लीला भगवंतकी. १०
पारथको संढ कर्यो, नारदको नारी मोह,
तुकाराम खगरूढ, यामें कोन न्याव है?
माधोदास कर्म भोग, पारथी सदेहे स्वर्ग,
इच्छा कहियें के पाप पुन्यको प्रभाव है;
शंभुको ब्रह्मकपाल, पौत्री दे कश्यप ब्याहे,
बिधिको पुत्रिपें उपजायो दुर्भाव है;
ईश्वर अगाध लीला, कछु कही जात नाहीं,
एक पछ दयानाथ, कौतुकी सुभाव है. ११

વળી અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ, અને જરાયુ એમ ચાર રીતે સર્વ પ્રાણીની ઉત્પત્તિ છે, છતાં મોરની ઉત્પત્તિ તેનાં અશ્રુમાંથી છે એ અજાયબી છે. કોઈ હાથે, કોઈ પગે, કોઈ શિંગડે, કોઈ દાંતે એમ બચાવ કરે છે, ત્યારે વિછુના પૂછડામાં આંકડો મૂકયો છે અને મધરમચ્છ જેવા પણ પૂછડેથી બચાવ કરે છે. આવી સર્વ વિધિ કૃષ્ણથી જ થાય છે, બીજાથી નહિ. (૧૦) * પાઠ चंतकी=મનની. (૧૧) બ્રહ્માનું પાંચમું મસ્તક શંભુ પાસે કપાવી તેને બ્રહ્મહત્યા લગાડી, અને હાથમાં તે બ્રહ્મકપાલ કૃષ્ણે જ લેવડાવ્યું.

**मत्तगयंद**

जिती रति उर आरति हु तिती, जिती अज्ञान तिती तिही चिंता,
भक्ष प्रमान उदे अमि आनन, कर्म प्रमान लहे मति जंता;
नीर जितो नाल नीरज जानिये, भाव प्रमान मिले फल संता,
कहेत दयो यह नीति कही फिर, चाहि करे बल ईश अनंता. १२

**कुंडलियो**

श्रीजी स्वतंत्र है सदा, करे चहाय सो काम,
वेदादिकके बस नहीं, जगन्नाथ लखि धाम;
जगन्नाथ लखि धाम, वरन सब एक बनाइ,
जो कोई चें चूं करे, चपेट बदनमें खाइ;
कहे दयो हरिदास, त्रास सबको हरि खीजी,
नहीं नियामक कोइ, करे करुना जब श्रीजी. १३

**कबित्त**

देखो जगन्नाथ भाथ चहारो बर्न मिली खावे,
कियो हे निषेध ताको, तुर्त म्होरा तोर्यो है;
बकी बालहत्यारी हरीकों हलाहल दीनो,
वाकुं गति माता, मर्यादा सेतू फोर्यो है;
निजसों मलमास कीनो, महापापी मोक्ष दीनो,
प्राचीनबर्हिष नृगादिक धर्म बोर्यो है;
दया नाथ ईश्वरकी इच्छा सबतें बलिष्ट,
औरकी का चली, बेदहूंको मान मोर्यो है. १४

---

(૧૨) रति=પ્રેમ. आरति=ઈચ્છા, આકાંક્ષા. ભક્ષ પ્રમાણે મોંમાં અમૃત આવે. આહાર તેવો ઓડકાર અને કર્માનુસાર ગતિ આવે. निर…જેટલું (नीर) જલ હોય તેટલો (नीरज) કમળનો (नाल) દાંડો જાણવો. (૧૩) चपेट=થાપટ. (૧૪) મોંઢું વાંકું કરી નાંખ્યું. बोर्यो=બુડાડ્યો.

## प्रकरण ६, भगवदिच्छा

### कबित्त

पुन्यश्लोकी नल केसे संभवे कली प्रवेश ?
धर्मरूप धर्म केसे खेले द्यूत दावरे ?
बिधिना बिबेकी केसे दुहितापें दुष्ट मति ?
चंद्रमाके चित्त केसे, गुरुपत्नी चहावरे ?
बैष्णो बिष्णूरात कबू बिप्र कंठ सांप धरे,
भरत भक्त मृग मोहे भूली कृष्ण पावरे;
दया ए बिचारो बात, पाछें परिताप करो,
भूलाये भविष्य नां तो, ए सब का बावरे ? * १

### मत्तगयंद

साधन भरत किये परिपूरन, सौभरि संगतें दूर रह्यो है,
संग सुचि प्रियव्रत कियो, गऊदान दियो नृग बहोत कह्यो है;
यज्ञ यजन प्राचीनबर्हिष, कौशिक बहोत तप कष्ट सह्यो है,
तासुं भयो बिपरीत सबे फल, नाथ दया तुम हाथ लह्यो है; २

(१) પોતાની પુત્રીપર દુષ્ટમતિ થાય એ બ્રહ્માનો વિવેક કેવો ? એ બ્રહ્મા જ્ઞાની શાના ? વિષ્ણુરાત (પરીક્ષિત રાજા) ઋષિના ગળે સર્પ વિંટાળે એ વૈષ્ણવ કેમ સંભવે ? અરણ્યમાં રહેનારા એવા મહાન્ ભક્ત ભરતને મૃગલીનું તરતનું જન્મેલું બચ્ચું નદીમાં તણાતું જોઇને મોહ લાગ્યો અને શ્રીકૃષ્ણના ચરણનું ધ્યાન છોડીને બચાવવાને દોડ્યા હતા. ? * पा० भूले ना तो भावी आगे सबी भये बहावरे. (૨) ભરતને સર્વ સાધન મળ્યાં હતાં છતાં મૃગલીના બચ્ચાંપર મોહ થયો; સૌભરિ ઋષિ સંગથી દૂર રહેવાને જમનાના જળમાં રહ્યા તો ત્યાં મત્સ્યનો વિલાસ જોઈ મોહ પામ્યા અને ગૃહ સંસારમાં પડ્યા; પ્રિયવ્રત રાજા પવિત્ર હતો; નૃગરાજાએ અનેક ગૌદાનો કર્યાં પણ ભૂલમાં પોતાની ગાયો ભેળાં કોઈ બ્રાહ્મણની એક ગાયનું દાન કર્યું; તેથી કાંચીડાનો અવતાર લેવો પડ્યો. પ્રાચીનબર્હિષે ઘણા યજ્ઞો કર્યાં, અને કૌશિક વિશ્વામિત્રે ઘણાં તપ કર્યાં છતાં આ સર્વેને વિપરીત ફળ મળ્યાં હતાં.

